# ભિક્ષા નિષેધ.

લેખક,

મહારાજ બટુકરામજી નાથુરામજી,



# ભિક્ષા નિષેધ.

"મૂરખ તું મત યાચ, મહત્તા વિણ ભિક્ષા,
"ન મળે મનથી માન તું, છે ભિક્ષા ઉત્તમ દીક્ષા.
"પવિત્ર બ્રહ્મ બ્રહ્માંડમાં, પવિત્ર હિંદ દેશ(માં)
"ગુરૂરૂપે માન તું, છે દીક્ષા તેજ ભિક્ષા(માં)
"શા માટે તું આથડે, રાખી પર અપેક્ષા;
"જો વિચારી મન વિષે, છે ભિક્ષા તેજ દીક્ષા.
"નવીન જમાનામાં હવે, કરે ન કો' તુજ રક્ષા;
"જેથી બટુક સમજે હવે, ભિક્ષા ઉત્તમ દીક્ષા.

લેખક અને પ્રકાશક,
મહારાજ બટુકરામજી નાથુરામજી
મુ. વરાડ. હાલ મુકામ જોહાનીસબર્ગ.

સંવત ૧૯૭૪. સ. ૧૯૧૮.
મૂલ્ય—પુસ્તકનો સદુપયોગ.

# અર્પણ પત્રિકા.

## સ્વર્ગસ્થ માતુશ્રી પાર્વતીબાના પુનિત ચરણમાં.

### ગઝલ.

નમું છું [1]સ્વર્ગી માતાને, નમું તે પૂજ્ય માતાને;
નમું છું મુજ માતાને, નમું તે સ્વર્ગી માતાને.
ત્રિપુટી બંધુની જોડી, પ્રભુએ જોડ તે તોડી;
પછી બા (તું) પણ ગઈ છોડી, નમું તે સ્વર્ગી માતાને.
નથી સંતોષ પામી તું, જગતના દુઃખમાં જે તું;
રહી વાત્સલ્ય પ્રેમે તું, નમું તે પૂજ્ય માતાને.
ઉઠાવી દુઃખનો ભારો, બતાવ્યો પ્રેમ જે તારો;
દીધો વાત્સલ્ય જે ન્યારો, નમું તે પૂજ્ય માતાને.
ખરેખર પ્રેમની મૂર્તિ, ખરી વાત્સલ્યની મૂર્તિ;
ગઈ તું પ્રેમને ઝુરતી, નમું તે પૂજ્ય માતાને.
અરે માતા હવે તારો, રહ્યો ઋણી છું હાં આરો;
દીજે મારી ગુનાહોની, નમું તે પૂજ્ય માતાને.
રહ્યો તારો ઋણી જગમાં, સમર્પું ગ્રંથ તુજ ચરણે.
સ્વીકારી સ્વર્ગમાં તેને, તું દે આશિષ માતા રે.

મા! તારો વાત્સલ્ય પ્રેમ અમારા પ્રત્યે કેટલો અગાધ હતો! મા! તે તારા વાત્સલ્ય પ્રેમનાં ચિત્રો હજી મારી નજરથી અળગાં થયાં નથી. જો કે એક માતા પોતાનાં બચ્ચાંઓ પ્રત્યે પ્રેમ રાખે એ કુદરતી નિયમ છે. પણ તું મારી જનેતા ન છતાં તેં તારાં પુત્રો જેટલોજ મારા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો છે, તે શું તેં ઓછું કાર્ય કર્યું છે? તેંજ મને બાલ્યાવસ્થામાં પાળી પોષી ભણાવી ઋણી કર્યો છે.

મેં મારી માતાનું સુખ દીઠું નથી પણ મને તો તું મારી સગી માતાને પણ વિસારી મુકાવે એ રીતે ચાહતી તે શા કારણથી? કારણ એજ કે તારામાં વાત્સલ્ય પ્રેમનાં ઝરણાંઓ હતાં. તેમાં મને ઝબકોળી કાઢી તેં મને જેટલો ઋણી કર્યો છે, તેટલો હું બીજા કોઇનો ઋણી નથી. જે ઋણમાંથી મુક્ત થવા માટે અને તમને વૃદ્ધપણામાં શાંતિ આપવા મેં પરદેશનિવાસ કર્યો; છતાં તેમાં પણ તારી મના હતી કે "તને મારી નજર આગળથી બહાર નહિ કાઢું." તે ન સ્વીકારતાં અને મારા ભવિષ્યની તેમજ તમારી વૃદ્ધાવસ્થાની શાન્તિને માટે હું પરદેશ આવ્યો. જ્યાં આજ સુધી તારા શુદ્ધ અંતઃકરણના શુદ્ધ આશીર્વાદથી મને કાંઇ પણ પીડા તેમજ સંકટ પડયું નથી, પણ મારા લઘુબંધુનો સ્વર્ગવાસ સાંભળી મને અત્યંત ગ્લાનિ ઉદ્ભવી અને તે આઘાત એક બાણ પેઠે શરીરમાં સાલ્યા કરતો હતો; તેમાં વળી તારો સ્વર્ગવાસ સાંભળી મારા દીલમાં સુપ્ત ઘા થયો. એટલે મારૂં જીવન સુખમય સ્થિતિમાં ગાળવાને બદલે દુઃખમય થઈ ગયું છે. મારી અનેક શુભેચ્છાઓ જેવી કે માતાપિતાને ઘડપણમાં કોઇપણ જાતની ઉપાધિવિના શાન્તિમાં રાખવાં અને મારા લઘુ બંધુઓને સારી રીતે વિદ્યા સંપાદન કરાવવી વગેરે હતી તે હવે સમૂળગી નાશ પામી છે. તું સ્વર્ગવાસી થઇ જેથી જન્મપર્યંત તારો ઋણી રહ્યો છું. તારી સેવાનો અલ્પ લાભ પણ મારાથી લઇ શકાયો નથી જેથી આ દીન પુત્ર તારી સેવાનો ઋણી છે. તો હે માતા! તારી સેવાના સ્મરણાર્થે આ લઘુ પુસ્તક તારા સ્વર્ગસ્થ ચરણકમળમાં અર્પી તારી સેવાનો લાભ લઉં છું, જેનો સ્વર્ગમાં સ્વીકાર કરી ઋણી પુત્રને ઋણમાંથી મુક્ત કરજે, અને આશિષ દેજે.

લી૦

તારીખ ૧૩-૩-૧૭. } તારી સેવાના અભાગી બાલુકના સાષ્ટાંગ પ્રણામ.

# લેખકના બે બોલ.

આ નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની શી જરૂર ? પ્રસ્તાવના એટલે પુસ્તકના વસ્તુ અને લેખકના હેતુનું ટુંકમાં દિગ્દર્શન. આ પુસ્તકનું વસ્તુ અને એનો હેતુ તો પુસ્તકનું “ ભિક્ષાનિષેધ ” એ નામજ સૂચવે છે. આપણી જ્ઞાતિ હાલ જે અધમ દશામાં ખુંચેલી છે તે જોઇને દરેક સમજુ અને સ્વાભિમાની માણસનું હૃદય બળ્યા સિવાય રહેતું નથી. આ પુસ્તક પણ લેખકના હૃદયમાંની તેવી બળ[illegible]નુંજ પરિણામ છે. ગુજરાતીમાં કહેવત છે કે “ અંગ વગર ડંખ નહિ” એટલે આપણી જ્ઞાતિને માટે જેટલું આપણને લાગે તેટલું બીજાને ભાગ્યેજ લાગે. આજ પુસ્તકમાં કેટલેક ઠેકાણે ભિક્ષાનો [illegible] ધંધો તજી દેવા અને સ્વમાન જાળવી આત્મોન્નતિ કરવા લેખકને કેટલેક ઠેકાણે સખત શબ્દોનો પ્રયોગ કરવો પડયો છે, પણ તે શબ્દો તમારા પોતાના એક અંગીભૂતના હૃદયની ખરેખરી લાગણીના શબ્દો છે, માટે લેખકના શુદ્ધ હેતુ તરફ જોઇ વાંચનાર બંધુ તેને દોષરૂપે ન જુએ એવી મારી નમ્ર વિનતિ છે. આ પુસ્તક જે હેતુથી પ્રકટ કરવામાં આવ્યું છે તે થોડે ઘણે અંશે પણ ફળીભૂત થશે તો હું મને પોતાને કૃતાર્થ માનીશ. ફરીથી ભૂલચૂકને માટે અને પુસ્તકમાં જે કંઇ દોષ રહ્યા હોય તેને માટે સર્વની ક્ષમા ચાહુંછું.

મારા પૂજ્ય પિતાશ્રીએ મને બચપણમાં ભીખના ધંધામાં ન નાખ્યો તેને પરિણામેજ આ પુસ્તક લખવા હું શક્તિમાન થઇ શકયો છું એટલે પુસ્તકલેખનનું ખરૂં માન તેઓશ્રીનેજ ઘટે છે, આ પુસ્તકના દરેક પ્રકરણનો પહેલો અક્ષર ગોઠવીને વાંચતાં ‘સંજોગો સાધુઓ સુધરો” એવું ઉપદેશાત્મક અને પુસ્તકના સારરૂપ વાક્ય બને છે. પ્રભુ તે વાક્યની સફળતા કરાવો.

હું છું જ્ઞાતિનો નમ્ર સેવક.

બટુકરામજી નાથુરામજી.

ૐ

# ભિક્ષાનિષેધ.

## પ્રકરણ ૧ લું.

"જો આ સંસારમાં સઘળા અનર્થોના મૂળરૂપ આળસ ન હોત તો કોઇ પણ માણસ ધનવાન અને વિદ્વાન થયા સિવાય ન રહેત. આળસને લીધે આ સમુદ્ર પર્યંત ફેલાયલી પૃથ્વી નિર્ધન નરપશુઓથી પૂર્ણ છે."

(વશિષ્ઠવચન.)

### અધોગતિ પામેલો પ્રવાસી.




ધ્યા સમય થવાને અલ્પ ઘટિકા બાકી રહી છે. સવિતાનારાયણ પોતે અસ્તાચળમાં પ્રવેશ કરી પશ્ચિમ તરફ સોનેરી રંગનો પડદો નાંખી આખી ખલકને જાહેર કરી રહ્યા છે કે, હવે કામેથી ઘેર જઇ વાળુ કરવાનો વખત થયો છે. આખો દિવસ ખેતરમાં કામ કરી થાકેલાં મજુર અને અન્ય પ્રાણીઓ ઘર તરફ જવાની તૈયારી કરતાં જણાય છે. પક્ષીઓ પોતાના માળા તરફ જવા માટે આનંદથી આકાશમાં કલ્લોલ કરતાં ઉડી જતાં જોવામાં આવે છે.

પોતાની માદાથી આખો દિવસ વિમુખ રહેલાં પક્ષીનાં બચ્ચાંઓ પોતાની માતા હમણાંજ આવી પહોંચશે એવી આશાથી માળામાં નાના પ્રકારના ચીંચીં અવાજો કરતાં માલમ પડે છે. એવામાં આખો દિવસ વિમુખ રહેલી માદાઓ પોતાનાં બચ્ચાંને પ્રેમાલિંગન દેવા માટે પોતાને માળે આવી પહોંચી અને માળામાં પોતાનાં બચ્ચાંઓ સાથે આનંદથી બેસી નિરાંતે વિશ્રામ લે છે.

પૃથ્વી થોડીવારમાં તો પોતે આખા શરીર ઉપર અંધકારરૂપી સાડી ધારણુ કરી, હવે શ્યામ રંગની થઇ ગઇ છે. થોડા સમયમાં જ્યાં આનંદ થતો હતો ત્યાં આગળ સર્વ શૂન્યકાર ભાસવા લાગ્યું. સર્વને મીઠી નિદ્રાએ વશ કરી લીધાં છે.

આ સમય ખરેખર કુકર્મીને વધારે સુલભ થયો. કારણુ કે કોઇ પણુ તેને અટકાવવાને આડે આવનાર ન રહ્યું. સિંહાદિ ઘાતકી પ્રાણીઓ નિદ્રામાંથી જાગ્રત થતાં હોય તેમ આળસ મરડી પોતાનો ભક્ષ શોધવા માટે ગુફાઓમાંથી બહાર નીકળી કારમી ગર્જના કરી વન ગજાવી મુકવા લાગ્યા. આ કારમી ચીસો સાંભળી કોનું હૈયું હાથ રહેશે ? સર્વ કોઇને ભય ઉપજાવે એવી ચીસો સંભળાય છે. જેથી પશુ, પક્ષીઓ સર્વ પોતાના માળામાં સાવચેતીથી બેસી રહેલાં જણુાય છે.

પ્રભુની આ અવર્ણુનીય લીલાનું અવલોકન કોણુ કરી શકે વારૂ ? સર્વ જીવો ભયવાળાજ હોય છે તો પછી કોઇપણુ વ્યક્તિની હિંમત એ લીલાનું અવલોકન કરવાની હોઇ શકે એ આપણુાથી કહી શકાય નહીં. પરંતુ આવા ઘોર અરણ્ય પ્રતિ ચાલી નીકળેલા

જીવને આ સંસારમાંથી મુક્ત થવાના ઇરાદાથી આવી એક આમ્ર-વૃક્ષ નીચે બેઠેલો પ્રવાસીજ અવલોકન કરતો જણાય છે.

તે પ્રવાસી પોતેજ પોતાના પાપનો પસ્તાવો કરી કાંઇક શોકા-તુર વદને પોતાના મનને ઠપકો આપી નિદ્રામાંથી જાગ્રત થતો એકા-એક બોલવા લાગ્યો કે "અરે દુર્દૈવ! આગલા જન્મમાં શાં કુડાં કૃત્યો કર્યાં હશે કે આ જન્મે આવું અસહ્ય સંકટ? અને આવા નિર્જન અને વળી ભયાનક સ્થાનમાં મારે મારા પોતાના કુટુંબથી વિમુખ આજે મૃત્યુશરણે જવા વખત આવ્યો છે."

વળી કાંઇક ભાન આવ્યું હોય તેમ બોલવા લાગ્યો. "અરે હતભાગી જીવ! હવે શા માટે અકળાય છે? આવું ત્રાસદાયક મૃત્યુજ તારે ઉત્તમ છે. કારણકે જગતનાં દુઃખો કરતાં આ મૃત્યુ તારે વધારે સુખદાયક થઇ પડશે, જેથી એજ ઉત્તમ છે કે આ અસાર સંસા-રમાંથી મુક્ત થવાને અને આ જીંદગીના દુઃખોમાંથી બચવાને એજ રસ્તો સરળ છે કે પ્રભુ સન્મુખ જઈ પાપનો પસ્તાવો કરી પ્રભુ પાસે માફ માગવી, પણ કરેલાં કર્મો ભોગવ્યા સિવાય આ જીવ મરણને શરણ મણ થઈ શકે? ના. એમ બનવું અશક્ય છે. જેથી જેવાં જેવાં કર્મો કર્યાં હોય તે પ્રથમ ભોગવી પછી તારા પાપનો પસ્તાવો કરી હવેથી પાપ કરતો અટકીશ તો તારો ઉદય નજીક છે. તારા પાપનો પસ્તાવો કરીશ એજ તારા પુંજને બાળી નાંખનાર અગ્નિ છે. પાપના પુંજ ક્ષણિક યતાં પણ પ્રભુ તને માફી આપશે કે કેમ? એ પણ સંશય ભરેલું છે, પણ હા! પ્રભુ અધમઓદ્ધા-રણ છે, પતીત પાવન પણ પ્રભુજ છે. હરિ હરિ! શું કરૂં? શું મારૂં જીવન ત્રાસદાયક નથી? અરે! આ દુઃખી જીવન વેઠવા કરતાં

હે પ્રભુ ! તારી ભક્તિમાં મને ઘેલો કરી નાંખ અને તારી તરફ પ્રેમથી જોઉં એવી સદ્‌બુદ્ધિ આપી મારૂં જીવન કૃતાર્થ કર. અને ફરી આ અસાર સંસારમાં જન્મ લેવો ન પડે એવી ભક્તિ આપ. મને ઉગાર. મારો આધાર તુંજ છે. છતાં હે દીનબંધુ ! આ ઘોર અરણ્યમાં મારૂં જીવન શું ટકી શકે એમ છે! ખરેખર આ વિશ્વમાં હાથ આવેલો શિકાર કોણ છોડે ? પ્રભુ સિવાય કોઇનો આધાર નથી. જેથી હવે તારેજ શરણે છું. હરિ! હરિ!

પાઠક ! આપણું હૃદય કોમળ નથી ? હા, છે પણ આપણે શું કરી શકીએ. એના પાપનો પસ્તાવો એજ એના દુ:ખમાંથી મુકત થવાનો રસ્તો છે અને હવે પછી સન્માર્ગે ચલાવનાર પણ એજ પસ્તાવો છે. પ્રભુ ! તું હવે એને અસહ્ય સંકટમાંથી મુક્ત કર એવી અમારી પ્રાર્થના છે.

અર્ધ રાત્રિ વ્યતિત થઇ છે. પશુ, પક્ષી આદિ પ્રાણીઓ પોતાના સ્થાનમાં નિર્ભયપણે વિશ્રાંતી લેતાં મીઠી નિદ્રામાં મઝા ભોગવે છે. ત્યારે નિર્દય ઘાતકી પશુઓ જેવાં કે વાઘ, સિંહ, વરૂ ઇત્યાદિ પોતાનાં ભક્ષો મેળવી પોતાની બોડમાં ભરાઈ બેઠાં છે, સર્વ જંગલમાં જ્યાં કારમી ચીસો અને ભયાનક શબ્દો સંભળાતા હતાં ત્યાં સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી છે. જ્યાં આગળ આપણી વાર્તાનો નાયક દુ:ખી પ્રવાસી પોતાના દુ:ખોદ્‌ગાર કાઢી રહેલ છે ત્યાં પણ શાન્તિએ પોતાની જગ્યા લીધી છે. જ્યાં શાન્તિ છે ત્યાં સુખ છે. પણ જ્યાં દુ:ખ હોય ત્યાં શાન્તિ કયાંથી હોઇ શકે ? પણ ભૂલ છે જ્યાં દુ:ખ હોય ત્યાં શાન્તિ તો હોતી નથીજ છતાં આ જગતની પ્રથમ દુ:ખહારિણી

નિદ્રાદેવી જે સુખની તેમજ દુઃખી મનુષ્યની શાન્તિદાતા છે જેણે આપણા દુઃખી પ્રવાસીને પોતાની સમીપ બોલાવી શાન્તિવશ કર્યો અને દુઃખમાંથી પ્રથમ ઉગાર્યો.

ખરેખર નિદ્રાદેવી ધન્ય છે તને ! આ જગતમાં પ્રથમ દુઃખી માણસને શાન્તિ આપનાર તુંજ છે, તારી સમીપ આવનાર જીવોનું દુઃખ તરત હરી લઈ શાન્તિ અર્પે છે જેથી આ દુનિઆમાં તારૂં નામ દુઃખહારિણી દેવી કહેવાય તેમાં સંશય નથી. ધન્ય છે તને કે તેં હમારા દુઃખી પ્રવાસીને પણ તેના અત્યંત દુઃખમાંથી બચાવ્યો.

રાત્રિની શ્યામતા પ્રકાશવામાં કાંઇ મણા રહી નથી. સર્વત્ર અંધકાર સિવાય કશુંય નજરે પડતું નથી અને વળી અરણ્ય એટલે વધારે ઘોર અંધારૂં માલુમ પડે તે તો સહજજ છે. પણ, આ એકાએક અલૌકિક સૂર્યસમો પ્રકાશ કયાંથી આવ્યો ! આંખ પણ ઝંખવાય જાય એવો એક તેજોમય તેજનો ગોળો પેલા પ્રવાસી તરફ ત્વરાથી પ્રકાશ પાડતો ચાલ્યો આવે છે. વાહ ! શું એનું અલૌકિક તેજ આપણી આંખો પેલા તેજોમય ગોળા તરફ એકી ટસે જોઇ શકતી નથી. આંખોએ અંધારાં આવ્યાં. કારણ કે જેમ સૂર્ય તરફ જોતાં આંખે ઝાંઝવાં આવે એમ થઇ ગયું. હવે એ તેજ શાનું છે ? કયાંથી આવ્યું ? તે આપણે જોઇ શકયા નહી. તે આપણાથી જોઇ શકાય એમ નથી પણ એ તેજની પાછળ પેલી તેજોમય દેખાતી મૂર્તિરૂપ કોઇક છબી પ્રવાસી પાસે આવે છે એમ સહજ માલમ પડે છે તો હવે સાવચેતીથી બેસો અને આંખને ખોલી, ચોળી, મસળી પાછી તાજી બનાવી પેલી અલૌકકિ મૂર્તિ સામે નજર ટકાવી રાખો જુઓ. હવે તેનું તેજ કાંઇક ઓછું થયું છે.

દેવીરૂપ મૂર્તિ પેલા પ્રવાસી નજીક આવી પહોંચી. અહાહા ! શું એ અદ્દ્ભુત મૂર્તિ ! હા કોઇ સાક્ષાત જગદંબા જેવાં છે. હા આપણે પણ એવી દુઃખહારિણી દેવીનાં દર્શન કરી કર્મોનો ક્ષય કરનારી માતાને પ્રણામ કરો. અરે ! આ એના હાથમાં તો કાંઇ પકડેલું હોય એમ માલુમ પડે છે. ખરેખર તે મણી છે. કારણ કે આ ઘોર જંગલમાં પ્રકાશ માટે પોતે સાથે લઇ આવ્યાં હોવાં જોઇએ. અને પેલો આંખોને ઝંખાવી નાખનાર પ્રકાશ પણ આ મણીનોજ હોવો જોઇએ. હે પાપહારિણી ! હે જગદંબે ! દુઃખી પ્રવાસીને દુઃખમાંથી મુક્ત કરો, કારણ કે એ અભાગી જીવ પોતાના પાપનો પસ્તાવો કરી રહેલ છે એજ એના પુન્યોદયનું દ્વાર છે.

આપણે આપણું કાર્ય થયા પછી કાંઇજ જરૂર નથી. હવે એ મહામાયાદેવી તે પ્રવાસી આગળ જઇ શું કરશે ?

પાઠક ! આપણે પણ સુખનો સૂર્ય ઉગ્યો સમજવો. કારણકે દુઃખી પ્રવાસીને લીધે આપણે પણ તે મહામાયાના દર્શન કરી કૃતાર્થ થયા.

પ્રેમી પ્રભુએ આપણી આંતરિક પ્રાર્થના હૃદયમાં લઇ પાપી પ્રવાસીને પાપમાંથી મુક્ત કરવા માટે આ દેવીને તુર્ત મોકલ્યાં છે. જેથી હવે પ્રવાસી તરફ એકી ટસે જોઇ રહો કે શું થાય છે ? અહાહા ? દેવ ? અમે પણ તે મનોહર મહામાયાની મૂર્તિને પ્રત્યક્ષ નિહાળી નેત્રને પાવન કર્યાં.

આ તરફ પ્રવાસી ગાઢ નિદ્રામાં પડી એક હાથનું ઓશીકું કરી પડખે સુતો છે. પાછળથી તેજ આવ્યું જેથી તે પ્રવાસી સર્વ

વાતે બળતુ છે. એમ આપણે ફરી કહીએ છીએ. જો કદાચ ઘર નિદ્રામાં પડેલા મનુષ્ય ઉપર એકાએક તેજોમય બિંબ પડે તો તરતજ જાગ્રત અવસ્થામાં આવી જાય પણ તેથી આ બનાવ ઉલટો હતો. કારણકે પ્રવાસી ઉંઘમાં પડી રહ્યો હતો પાછળથી મહામાયા આવી પહોંચી પ્રવાસી ઉંઘમાં છે એવું જાણી પોતાના હાથથી તેને ખુબ ઢંઢોળ્યો. હવે તે દિવ્ય મૂર્તિ શું કરે છે તે જોઇએ.

પ્રકાશ થયો. રમઝુમ રમઝુમ કરતો નૂપુરનો રણકો પણ ન સાંભળ્યો. અરે અરે અભાગી પાપી પ્રવાસી તારે આંગણે મહામાયારૂપી ગંગા તને પાપમાંથી મુક્ત કરવા માટે આવી તારી સન્મુખ ઉભી છે તો પછી તું હજી હત ભાગીજ રહ્યો ? ખરેખર તું હતભાગીજ છે. અને જગત કહેવત સત્ય ઠરે છે કે "લક્ષ્મી" ચાંલ્લો કરવા આવે ત્યારેજ અભાગી મનુષ્યો કપાળ ધોવા માટે તૈયાર થાય છે!! (એટલે આળસમાં તે લાભ ખોઇ બેસે છે.)

અરે પાપી પ્રવાસી તું આળસમાંથી ઉઠ અને તારો દુઃખી હેવાલ પેલી પ્રભુએ મોકલેલી દેવીને પ્રણામ કરી સત્વર જણાવ કે જેથી તારાં દુઃખો જતાં રહે. તારાં દુઃખોને માટે પ્રભુએ તને ગંગારૂપી દેવી મોકલ્યાં છે તો તેની સ્તુતિ કર. તારા જેવો મૂઢ કોણ કે પોતાના સુખને માટે પ્રયત્ન કરતો છતાં દુઃખને છોડતોજ નથી ?"

તારી નિંદા આ અસાર સંસારનો ત્યાગ કરશે ત્યાં સુધી તો ઠીક, પણ આ મહામૈયાની દિવ્ય મૂર્તિના દર્શન તને હવે પછી દુર્લભ થઇ પડશે. કાંઇક તારાં પૂર્વના સંચિત કર્મો આ દુઃખી

અવસ્થાનો અંત આણુવા માટે એક સાથે મળી રહેલાં છે, તો પછી તારૂં જીવન સુધારવા માટે શાથી તને નિદ્રા વધુ આવે છે?

પ્રિય વાચક ! કહ્યું છું કે "जाती स्वभाव न मुच्यते" પોતાની અસલ પ્રકૃતિ કોઇ પણ પ્રાણી કદી છોડતો નથી. કદાચ વખતને અનુસરી વિસ્મૃતિ કરે, પણ પાછો આખરે તેજ સ્વભાવ ઉપર આવી જાય છે. આ પ્રવાસી જે બાવો છે તે આળસનો ભંડાર, વખતને ન અનુસરનાર એક આળસુ જીવ હતો. જેથી તે નજ ઉઠી શકયો. મહાદેવીએ આટઆટલું કર્યા છતાં, પણ તે પ્રવાસી નિદ્રામાંથી જાગૃત થયો નહિ. અરે હવે એ મહાદેવી એ દુઃખી પ્રવાસી પ્રત્યે શું કરે છે તે જોવું જોઇશે, કદાચ એને નિદ્રાધીન જોઇ સ્વર્ગ પ્રતિ પાછાં પ્રયાણ કરી જશે કે શું ?

જુઓ તે મહાદેવી પાછાં ફર્યાં અને કોઇક વ્યકિત તરફ ઇસારો કરી બોલાવતાં હોય એમ અણુસારો કરે છે. શું ? કોઇ પિશાચણી અગર પ્રેતયોની પ્રવાસીનું ભક્ષ કરવાની ઇચ્છાથી અહીં આવી કોઇ અન્ય સહીયરોને બોલાવે છે કે શું ?

જરા વાર પછી એક સુંદર પાલખી આવી પહોંચી અહો ! શું તેની અનુપમ શોભા ! તેની આસપાસ ઝાલર લટકે છે. ઝાલરની અંદર કાંઇક ચમક ચમક કરતી કાચની નાની ટીકડીઓ ચળકે છે. અને અંદર મખમલનું બીછાનું પાથરેલું છું, જે રંગે લાલ છે અને આસપાસ રંગ બેરંગી રંગીત ફૂલોની હારો જણાય છે.

પાલખી ઉંચકનારા ભોઇ લોકોએ તે પ્રવાસીનેને કાંઇ પણ ઇજા કર્યા વિના ધીમેથી પેલી પાલખીમાં સુવાડી મહાદેવીની આજ્ઞા

લઇ ચાલતા થયા. થોડીવારે મહાદેવી પણ પેલા પ્રવાસી તરફ ચાલતાં થયાં અને રમણીય જગા જરા વારમાં હતી ન હતી થઇ ગઇ.

પેલો દુઃખી પ્રવાસી પણ સુતો ન સુતો થયો અને તેને મહાદેવી પોતાના ગુપ્ત સ્થાન પ્રતિ લઇ ગયાં.

પ્રિય ? આપણે તે તરફ હવે નજર કરી જોઇ શકીએ તેમ નથી. તેમજ દેખાય તેમ પણ નથી. તો પછી હવે આપણે એક નવીન ચિત્ર તરફ નજર કરીએ છીએ.



# પ્રકરણ ૨ જું.

" ભરમાવી દુનિયા ભોળી, બાવો ચાલ્યો ભભુતી ચોળી "
*        *        *        *
" જોઇ લો જગતના બાવા, ધરે ભેખ ધુતીને ખાવા "
(ભોજો ભગત)
" ઘણા ઢોંગ કરે બાવા, ધુતી ખાવા "
(ભજનાવલી)

## " બાવાઓની બલિહારી "



જો યું ! આ જગતનું વલણ શું બદલાયું છે ? આશ્ચર્ય પામતાં રામચરણદાસ બોલ્યો.

હા ! કાંઇ આ જમાનો હવે વિચિત્ર જણાવા લાગ્યો છે. અનુમોદન આપતાં બિહારીદાસે કહ્યું.

રામચરણ—અલ્યા બિહારી ? મને તો એક એવું વાક્ય સાંભળાવ્યું છે કે હજી મારી સન્મુખ નજર આગળ તર્યા કરે છે.

બિહારી—ભાઇ રામચરણ, તમને એવું કયું વાક્ય મળ્યું કે હજી જેની તને ઉત્કંઠા થાય છે. ?

રામચરણ—હા, ઉત્કંઠા તો તમને પણ થતી હશે. કારણ કે આપણે આ ગામમાં ભિક્ષાર્થે ગયા હતા જેમાં તમને પણ મારૂં વાક્ય મળ્યુંજ હશે.

૭૩૩૧

૧૧

બિહારી—હા ! રામજી તમારૂં કહેવું યથાર્થ છે પણ એનો કાંઇ ઉપાય શોધીએ તો ઠીક નહીં તો આ જમાનામાં કોઇ આપણુને ભિક્ષા આપશે એમ જણાતું નથી. જેથી તમારો વિચાર શું કરાવે છે ?

રામચરણ—બિહારી ! તમારી પહેલ છે તો મારી પુંઠજ સમજો. પણ તું જાણે છે કે કાંઇ પણ ઢોંગ કરવાથી આપણુને સપડાઇ જવાનો વખત આવે અને તે વળી આપણા બત્તામાંજ ?

બિહારી—ત્યારે શું ! તમારાથી ખેતરમાં મજુરી કરવા જવાશે ? કદાચ તેમ કરીએ પણ તે આપણું ભૂષણ છે ? તે કર્મ તો ખેડુતોનું જ.

રામચરણ—હા જો કે તે કાર્ય ખેડુતનું છે ખરૂં. પણ આપણે આવા નીચ ધંધામાંથી બ્હાર નીકળવા અને આપણું જીવન સુખી કરવા માટે તો તેજ કર્મ ઉત્તમ છે. કહેવત છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્હેપાર, કનિષ્ટ ચાકરી અને આખર ભીખ." જેથી પ્રથમ ખેતી કરીશું અને તેમાં મહેનત નહીં થશે તો વેપાર કરીશું પણ મને તો ભીખનો ધંધો બીલકુલ પસંદ નથી.

બિહારી—હા તે ખરૂં છે. પણ હું કયાં ભીખ માગવાનું કહું છું ? ભીખ માગ્યા વિના પણ આપણે ધનનો સંચય કરી શકીશું. માટે વિચાર કરો તો સારૂં, કારણકે ઘેર છોકરાં આપણી વાટ જોતાં હશે અને આપણે તો ભીખ માગવા ગયા ત્યાંતો કશુંય મળ્યું નથી.

રામચરણ—એમ તે કેમે કરી પૈસો મેળવી શકાય એમ નથી. જો કદાચ ઢોંગ કરી પૈસો મેળવવા તારો વિચાર હોય તો તે નકામો છે. કારણ કે તેવો પૈસો ખોટે માર્ગે ચાલ્યો જાય છે, અથવા તો

તે ખોટાં કર્મમાં વિઘ્ન આવે છે અને ભવિષ્યમાં જેલયાત્રામાં પણ મ્હાલવાનું પ્રાપ્ત થાય છે. જેથી હું કહું છું કે તેમ કરવું ઘણું ભૂલ ભરેલું છે.

"બિહારી ( હિંમત આપી છાતી ઠોકી )—"તમારે બીલકુલ "ચિંતા રાખવી નહીં. તે કામ હું ઘણીજ ચપળતાથી પાર પાડીશ "અને પૈસા મેળવી આપણા છોકરાંઓ સાથે આનંદમાં દિવસો "ગુજારીશું."

ઉપલી વાતચીતથી રામચરણદાને હિંમત આવી ખરી. પણ તેવાં મોટાં કાર્યો તરફ તેને તિરસ્કાર હતો. પણ શું કરે ! ગરીબ અવસ્થા અને પરિવાર ઘણોજ હતો જેથી તેમાં સામેલ થવા ગરીબ સ્થિતિ ઢકેલા મારતી હતી ત્યારે આ બાજુ ભવિષ્યનું ભાન કરાવનારા મગજે તે વિચારને પાછો કાઢવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. ગરીબીએ મગજને બાજુએ મુકયું.

કાંઇક વિચાર કરી બિહારી બોલ્યો કે "જો હું કહું તેમજ કરવાનું છે. મેં બહુ બહુ વિચાર કર્યો છે. જેમાં નાસીપાસ થવા સંભવ નથી.

આપણે થોડોજ સમય વિત્યા પછી સંતોષ માની ઘેર ચાલ્યા જઇશું. માટે ત્વરાથી આપણે આપણા પ્રાચીન હુન્નરના પ્રયોગો ચાલુ કરી પૈસો મેળવી ઘેર જઈ આનંદથી બેસીશું."

"તેં કયા હુન્નરનો પ્રયોગ માંડી કીમીયો બનાવ્યો છે કે વળી લક્ષ્મીબાઇ આપણી સન્મુખ ખડી રહે?" શંકા લાવી રામજી બોલ્યા.

"આપણી આગળ લક્ષ્મી તો શું પણ તેના ભક્તો પણ આપણી સેવા ઉઠાવતા થશે. સમજ્યા કે નહીં? આપણા ઉપર લોકોની પ્રીતિ થશે અને ધનના ઢગલા પાદુકા પાસે પડી રહેશે. જો વિચાર હોય તો તે હુન્નર બતાવું." સ્મિત કરતાં બિહારીએ કહ્યું.

"કહે ત્યારે તે હુન્નર કેવો છે અને ક્યારે બજાવવો ? પણ કહે. કે દુઃખી દિવસો જતાં વાર લાગશે ?" દીન વદને રામજીએ જવાબ આપ્યો.

ના, ના, તે દિવસો અલ્પ સમયમાંજ નષ્ટ થઈ જશે અને મહાત્મારૂપે પુજાશું માટે સાંભળો.

અહીંથી આપણે વીશ પચ્ચીશ ગાઉ દૂર નીકળી જવું. અને ત્યાં તમારે સિદ્ધ થઇ જટા વગેરે બાંધી આખે શરીરે રાખનું મર્દન કરી કાનમાં બેરખાં ઘાલી ચલમ, ચીપીઓ અને તુંબીપાત્ર રાખી બેસવું. આમ કર્યાથી લોકો પ્રત્યે કાંઈક ચમત્કારિક છાપ પાડી તેઓની પ્રીતિ મેળવાશું. અને ત્યારેજ લક્ષ્મી હાથ જોડી સન્મુખ બેસશે. પહેલું તમારે પેલા ઝુંપડાવાળા સાધુઓ જેમ ચોર્યાશી આસનની ધુણી લગાવી બેસે છે, તેમ ધુણી ધખાવી બેસવું.

જ્યારે તમો ધુણી ધખાવી બેઠા હશો ત્યારે હું બીજેજ ઠેકાણેથી "હું આંધળો છું" એવો ખાલી ડોલ કરી ગામમાં પુછતો પુછતો આવીશ કે, કોઇ મહાત્મા તમારે ગામને પાદરે પડ્યા છે! એ સાંભળી કોઇ પણ માણસ મને જવાબ દેશે એટલે હું તમારી સમીપ આવીશ. તમો તો ધુણી ધખાવી બેઠાજ હશો તોપણ ધુણી નજીક આવી બળતી ધુણીઓમાં ઝંપલાવવા પ્રયત્ન કરીશ.

મને તેમ કરતો જોઇ લોકો અટકાવશે. એટલે તમારે મારી નજીક આવી મને કહેવું કે "ક્યું બચ્ચા! તેરેકું નેત્રો બીન બ્હોત દુઃખ હે ક્યું? ઠેરો ઉપર, મેં થોડી ડેર પીછે દેખા જાયગા." આમ કહી તમારે ચાલ્યા જવું, અને તમારૂં કાર્ય પુરૂં થયેથી મારી આગળ આવી કમંડલમાંથી બે ત્રણવાર અમુક મંત્ર બોલોછો એવો ડોળ કરી મારી આંખો ઉપર છાંટવું. એટલે હું તુરતજ આંખે સાજો થઇ જઇશ અને તમારી સ્તુતિ કરીશ કે "અહો ધન્ય, ધન્ય, પ્રભુ ધન્ય છે આપના ઉગ્ર પ્રતાપને કે હું જન્મથીજ આંધળો હતો તે આજે પ્રભુની કુદરતી લીલાનું અવલોકન કરવા ભાગ્યશાળી થયો! વાહ, વાહ, પ્રભુ! મારા પ્રભુ તો આપજ છો. પ્રભુમાં અને આપ જેવા ત્રિકાળજ્ઞાની તેમજ *પરદુઃખભંજન મહાત્મામાં ફેર કેમ હોઇ શકે? ધન્ય છે! ધન્ય છે! ધન્ય છે! મારા પરમકૃપાળુ સદ્ગુરૂને. મારે તો પ્રભુમાં, ગુરૂમાં, માતા, પિતા વગેરે સર્વ સંબંધીઓમાં પણ આપજ છો અને જેથી હવે આપની સેવા મુકી બીજાની સેવા કરવા જાઉં તો મારા જેવો કૃતઘ્ની કોણ! હું કૃતઘ્ની થઇશ નહીં, પણ કૃતજ્ઞ બનીશ અને આપના ચરણ તળાસીશ કે મારે પણ મોક્ષનું દ્વાર શોધવા જવાની જરૂર ન પડે. જેથી મારૂં જીવન હવે તમારી પવિત્ર મનથી સેવા કરવામાંજ ગાળીશ" એવાં અનેક વાક્યોવડે તમારી કીર્તિ ગાઇશ. અને જેથી લોકોને તમારા પ્રત્યે થોડોક પૂજ્યભાવ બંધાશે. અને પછી શું કરવું. તે તમને કહ્યા કરીશ. કારણ કે પછી તો આપણે

---

* દુઃખ મટાડયું જેથી પરદુઃખભંજન—

આપેજ છેએ કેની ! એટલે ભવિષ્યની ચિંતા તમારે કરવાની જરૂર નથી.

આમ વિચાર કરી મનમાં ફૂલાતા ફૂલાતા બંન્ને ધુતારા ઢોંગીઓ એક બે દિવસે દશપંદર કોશ ઉપર આવેલા એક ગામમાં આવી પહોંચ્યા. અને પોતે અજાણ્યુ હોવાથી ધર્મશાળાની ખોળ કરવા લાગ્યા. કોઇ માણસને પુછવાથી ધર્મશાળાનો પત્તો લાગ્યો. અને તેમાં તેઓ ગયા. જ્યાં એક બીજા રમતારામ સાધુ આવી ઉતરેલા હતા. તેનું કમંડલુ તેમજ ઝોળી વગેરે ખુંટીએ ભેરવેલાં હતાં તે લુચ્ચા બિહારીની નજરે પડયાં. તેથી તુર્તજ બોલી ઉઠયો કે અલ્યા રામચરણદાસ ! આ બધો સરસામાન આપણે કામ આવી જશે. હમણાં તે બાવો અહીં નથી, જેથી આપણે આ કાર્ય ત્વરાથી સાધી લેવું જોઇએ. માટે ચાલો, જલદી કરો, આમ કહી કમંડલુ વગેરે જે કાંઇ હતું તે ઉપાડી ચાલતા થયા.

પેલા રમતારામ સાધુ કાંઇ કામસર ગામમાં ગયેલા હોવાથી ધર્મશાળામાં પોતાનો સરસામાન મુકી ગયા હતા તે ઘણો વખત ગામમાં કાઢી સાંઝના ધર્મશાળા પ્રતિ આવ્યા. આવીને જુવે છે તો કોઇ પોતાનો સામાન ચોરી ગયું છે એમ માલુમ પડયું. પોતાની આજીવિકાનું એકાએક હરણ થવાથી ભારે વિમાસણમાં પડયો પણ તેણે એવીજ રીતે મેળવ્યું હતું. "જુઠાની માને જુઠા પરણે" અને "ચોરીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતા થાય" તેમજ રમતારામની ધર્મશાળામાં પણ રામ રમી ગયા જેથી તે પણ જેવોને તેવોજ થઇને હાથ ચોળતો બેઠો.

રસ્તે ચાલતાં પેલા બાવાઓ વાતચીત કરતા ચાલ્યા જાય છે તેમાંથી બિહારીનો સ્વર નીકળ્યો કે જુઓ રામચરણુદાસજી, ઇશ્વરની પૂર્ણ કૃપાથી જો આપણો બેડો પાર ઉતરી જાય તો છોકરાંના છોકરાં પણુ ભૂખે ન મરે.

રામ—ભાઇ ! એ વાત તારી બધી ખરી છે પણુ એવાં ખોટાં કામમાં પ્રભુ કેમ હાથ ઘાલશે ? કારણુ કે "सत्यमेव जयते" આખરે સત્યનોજ જય છે તો પછી આવા અસત્ય કાર્યમાં આપણો જય કેમ કરી થશે.

બિહારી—રામચરણુદાસજી ! "હિંમતે મરદા તો મદદે ખુદા" શ્રીકૃષ્ણ ભગવાને પોતેજ અર્જુનને ઢોંગી સિદ્ધ બનાવી દ્વારિકામાં બેસાડયો હતો. તો આપણા આત્મામાં પણુ તેનોજ વાસ છે અને તેમાંથી આપણા વિચારો સ્ફૂરે છે તો તેમાં પણુ તેનો કાંઇક તેવોજ ઇરાદો હોવો જોઇએ. જ્યારે આ પ્રમાણે તેજ અર્જુનની માફક આપણને બનાવવા માટે અપરોક્ષ રીતે જણાવે છે તો તેમાં આપણો જય કેમ નહીં થશે ? થશેજ.

આવી અનેક તરેહની ગગલગત જેવી વાતો કરતા કરતા બીજે ગામ આવી પહોંચ્યા. ગામ જોઇ હર્ષિત થતો બિહારી બોલ્યો—રામચરણુદાસજી ! ગભરાશો નહીં. એવા ભોળા લોકોને ઠગવા એ શું બિસાતમાં છે ! જરા હિંમત તો રાખો !

રામચરણુ—હિંમત તો ઘણીએ છે પણુ આવા અસત્ય કામમાં હજી પણુ મને પ્રભુનો ડર લાગે છે. કારણુ કે જ્યારે પાપનો

ઘડો પુરેપુરો ભરાઇ જાય છે ત્યારે આપોઆપ ફૂટયા સિવાય રહેતો નથી.

આમ વિચાર કરતાં કરતાં સાંઝ પડવા આવી અને ગામને પાદરે પણ આવી પહોંચ્યા. પાદરે આવતાં જતાં માણુસોને ધર્મશાળા સંબંધી પુછી ત્યાં જઇ મુકામ કર્યો. અહીંની ધર્મશાળા તે એક ઢોરને બાંધવાની જગ્યા જેવી હતી. કારણકે તેમાં કોઇપણ ઉતારૂ કે રાહદારીઓ રહેતા ન હતા. આવી ઉજ્જડ જગામાં આપણા બનાવટી ઢોંગી મહાત્માઓએ પ્રવેશ કર્યો કે તેમના ચરણમાં ચાંચડ, માકડ, જુવા વગેરે ભકતોએ પ્રણામ કરી દેહ પવિત્ર કર્યાં. પણ આવા ભકતોનો સહવાસ આપણા મહાત્માઓને ફાવે તેમ ન હતો જેથી કોઇ બીજી જગ્યાએ જવા વિચાર કરી નીકળી ચાલતા થયા. આગળ ચાલતાં કુવાની થડમાં વડ નીચે પડાવ નાંખી બેઠા. સાંઝનો સમય હોવાથી ખેતરોમાં મજુરી કરીને પાછાં ઘેર આવતાં માણસોની નજર પેલા મહારાજો ઉપર પડી જેથી તેઓમાંના કેટલાક ભાવિક ભકતો પગે લાગી ઘેર ચાલ્યા ગયા. અને ઘેરે જઇ પેલા મહાત્મા સંબંધી વાતો ચર્ચાવી. આખા ગામને જાહેર થયું કે આપણા ગામના પાદરે કોઇ સાધુઓ આવી પડેલા છે.

વાંચક ! આવા ઢોંગ કરનાર ધુતારા આપણાજ દેશમાં પુજાય છે. આપણી ભોળી પ્રજા એવા કાર્યોમાં જલદી ફસાઇ જઇ અનેક રીતે પોતાનીજ ખરાબી કરાવે છે. પૈસે ટકે તેમજ કોઇ વખત કોઇની આબરૂ ઉપર પણ એવા ભામટાઓ હાથ નાંખી તેની ઇજ્જતપર પાણી ફેરવે છે. આવાં અનેક દૃષ્ટાંતો સાંભળવામાં આવ્યાં

જતાં પણ આપણો જનસમૂહ હજી એટલો બધો ભોળો અને અજ્ઞાન છે કે કોઇ એવી બાબત આવે કે તુરતજ તેમાં અંજવાઇ જઇ આંધળાના ટેકાની માફક તેને પોતાના આધારરૂપ ગણે છે. જેથી અંતે પસ્તાવાનો વખત આવે છે. ભાઇઓ! આપણે સારી રીતે સમજી શકીએ છીએ કે ઇશ્વર સિવાય કોઇપણ માણસની સત્તા નથી કે નશીબમાં ફેરફાર કરી શકે. શ્રવણકુમારના ખેલમાં શ્રવણે ગાયું છે કે,

"નશીબે નીરમ્યું કીરતારે,
"થવાનું તે થવાનું છે.
"થવાનું તે થવાનું છે,
"જાયું તે તો જવાનું છે,
"ભૂલ્યો ભવમાં ફરે પ્રાણી.
"નથી કાંઇ નામ નિશાની,
"ભળે જેમ દુધમાં પાણી.
"નક્કી તે તો થવાનું છે.
"થવાનું તે થવાનું છે
"થવાનું તે થવાનું છે.

નશીબમાં જે છઠ્ઠીના લેખો લખાયા હોય તે કોણ ફેરવી શકે? રાજા રાવણ જેવા પણ વિધિના લેખ ફેરવવા માટે અસમર્થ નીવડયા તો આપણે કોણ માત્ર! એક વેળા રાવણને ત્યાં તેની છોકરીના લેખ લખવા માટે છઠ્ઠે દિવસે વિધાત્રીને આવતાંજ રાવણે તેને અટકાવી પુછ્યું કે તું કોણ છે? અને કેમ આવી છે! જવાબ મળ્યો કે હે રાજા, હું વિધાત્રી છું. દુનિઆમાં જે જીવ

જન્મે છે તેનું ભવિષ્ય હું નિર્માણ કરૂં છું ! અને તેજ પ્રમાણે બને છે. રાજાએ પુછ્યું કે તું મારી દીકરીનું ભવિષ્ય કેવું કથે છે ? વિધાત્રી બોલી કે, હમણાં તે મારાથી કાંઇ કહી શકાય નહીં. પણ ત્યાં જઈ લખી આવી તમને પછી કહીશ. આમ કહી વિધાત્રી લેખ લખી પાછી આવી બોલી કે હે રાજા તારા આંગણામાં ઝાડુ કાઢનાર જે હોનારત નામનો ભંગી છે તેની સાથે તારી છોકરીનું લગન થશે. આથી ક્રોધે ભરાઇ તેમ થવા ન દેવા માટે ઘણા ઇલાજો કર્યા પણ તે સર્વ નિષ્ફળ ગયા અને હોનારત સાથે તેની છોકરીનાં લગન થઇ ગયાં અને વિધિના લેખમાં મેખ મારવા જતાં તે પાછળ પડયો જેથી વિધિને પ્રણામ કરી કહ્યું કે તું જે કરે તેજ ખરૂં છે.

તેજ પ્રમાણે તમે ધુતારા પાસે શું યાચવા બેઠા છો ? આવી નજીવી વર્તણુંક આપણનેજં હાનીકારક છે. આપણે સમજીએ છીએ છતાં પણ આશા એવી ચીજ છે કે એવું તત્ત્વજ્ઞાન જાણ્યા છતાં પણ તેની આશા પાશમાં બંધાઇ આવા કુતરાના ફંદમાં ફસાઇ આખરે પસ્તાય છે. પણ ગરજ એવી ચીજ છે કે,

"નહીં ચીજ કોઇ ગળી ગરજસમ નહીં ચીજ કોઇ ગળી,<br>
"માનવંતા નીજ માન મુકીને, દુશ્મનને પડતા ઢળી. ગરજ<br>
"બળીઆ પણ નીરબળને નમતાં, રાય રંક ઘર જાય,<br>
"સીધું પણ મોધું થઇ બેસે, કળી શકાય ન કળી. ગરજ

તેવી વખતે ગરજ હોવાથી કાંઇ પણ સુઝ પડતું નથી. અને પોતાનું વીરત્વ કેવું છે તે પણ ખોઇ બેસી આંધળો થઇ જાય છે.

જેથી એવાઓથી સાવચેત રહો અને સાવચેત રહેવા અન્યને ભલામણુ કરો. તેમ કરવાથી પણુ જનસેવા ઉઠાવી ગણાશે અને તેવા ધુતારાઓનો આ દુનિઆમાંથી નાશ થશે અને ઉદ્યમે લાગી તેઓનું જીવન પણુ સુખમાં ગાળશે. હવે પેલા ધુતારા તરફ નજર કરીએ.

રહુવારનો પ્હોર થયો, સઘળાં પ્રાણીઓ જાગ્રત થઇ પોતપોતાને ઉદ્યમે લાગ્યાં. ગામમાં ખેડુતની વસ્તી હોવાથી હળ, કરપી વગેરે જોડી ખેતર જતા ખેડુત લોકો પેલા વડવૃક્ષ તળે થઇ જતા હતા. જેઓને તે સાધુને જોઇ અજાયબી થતી હતી. કારણકે મોટા તપસ્વી હોય તેની માફક માથા ઉપર જટા આવી રહી છે. કાનમાં એરખાં અને ચલમ ચીપીઓ વગેરેમાં પુછવું શું ? જેથી પોતાનાં વાહનો ઉભાં રાખી તેઓ થોભતા હતા.

બાવાઓએ વેશ કાઢયો છે તે બરાબર ઉતારશે કે કેમ ? તે આપણે આગળ જોઇશું. જટા પણુ પેલા રમતારામની ઝોળીમાંથી જડી હતી તેમજ તે ઝોળીમાં તાલક તેમજ ચલમ વગેરેનું પુરતું સાધન એ લોકોને મળી આવવાથી અત્યાનંદમાં હતા.

રામચરણુદાસે આખા શરીરે રાખ ચોળી, કપાળમાં તીલક લગાવ્યું છે કાનમાં એરખાં પણુ ઘાલી દીધાં છે. હાથમાં મોટો ખડખડાટ કરનારો અને લોકોને ધમકાવનારો ચીપીઓ પણુ ધારણુ કર્યો છે. હાથ ઉપર તેમજ છાતીપર પણુ તીલકના અનેક છાપાઓ કર્યા છે. જેથી બિહારી અનેક રીતે પ્રશંસા કરી પોતે અન્ય સ્થળે જવા માટે ઉભો થઇ ચાલ્યો અને છુપાઇને બેસી આ તરફની સઘળી ચેષ્ટાઓ જુએ છે.

અહીં રામચરણદાસ પોતાનો સાધુનો પોશાક ઠીકઠીક કરી એક હાથમાં ચીપીઓ અને ખભા ઉપર ઝોળી ભેરવી પટેલનું ઘર પુછતો પુછતો ગામમાં ગયો. પુછતાં પુછતાં જ્યાં પટેલ ગામના થોડાક સંભવીત માણુસો સાથે વાર્તાલાપ કરતો હતો ત્યાં આવી પહોંચ્યો, પટેલ સાધુને જોઇ એકાએક ઉભા થયા અને મહારાજને બેસવા માટે આસન આપી પધરાવ્યા. અને મહારાજ શું આજ્ઞા આપે છે તેની વાટ જોતો હાથ જોડી સન્મુખ ઉભો. પરસ્પર વાત થતાં મહારાજે ધુણી માટે છાણાં વગેરેની માગણી કરી. જેથી પટેલે મહારાજના સ્થાનતરફ છાણાનો મોટારૂપમાં ઢગલો કરાવ્યો અને તે પણ થોડાંક માણુસો સાથે તે મહારાજના તંબુ તરફ ગયો. ત્યાં જઇ જોયું તો એક મોટું છત્ર ચોઢેલું છે અને તેની નીચે કાંઇક મૂર્તિ પધરાવી છે.

મહારાજે પોતે સિદ્ધ થવા માટે છાણાંઓ ગોઠવી ધુણીઓ કરવા માંડી અને તે ચોર્યાશી આશનથી પણ અધીક જમાવી દીધી જેથી તેને સળગાવી તે વખતે ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા. ગામના લોકોએ જાણ્યું કે કોઇ ઠેકાણે આગ લાગી છે કે શું ? એવું જાણી તેઓ પોતાનાં હથીઆર જેવાં કે ધારીયું વગેરે લઇ ગભરાયા જેવા દોડયા પણ રસ્તામાં છોકરાંઓને પુછતાં જણાયું કે ગામના પાદરે કોઇક સાધુ આવેલા છે જેણે ધુણી ધખાવી છે. પોતાનાં હથીઆરો ઘેર મુકી પાછા તેઓ સાધુ તરફ ગયા. લોકોએ જોયું તો સઘળી ધુણીઓમાં અગ્નિ પ્રબળતાથી સળગી રહેલો છે. બાર સાડાબારનો અમલ થયો હતો જેથી ભાનુ પણ સખ્ત તપતો હતો. માંહોમાંહે

વાતો ચાલી કે આવા તડકામાં અને વળી ધુણીના તાપમાં આપણાથી તો બેસી નહીં શકાય.

રામચરણદાસે ધુણીઓ બનાવવામાં એવી ગોઠવણ કરી હતી કે બેસવાના સ્થાનથી બબ્બે ત્રણત્રણ હાથને છેટે તેની હારો લગાવી હતી. બધી ધુણીઓ સાથે સળગવાથી ધુમ્રકોટ થઇ રહ્યો હતો. રામચરણદાસ અંદર પોતે બેઠા છે એટલું માત્ર જણાતું હતું. તાપ તો લાગતો નહતો.

આ સઘળો બનાવ છૂપાઇને બેઠેલો બિહારી સારી રીતે જોયા કરતો હતો, તે વખત સાધી ઉઠ્યો અને પોતાનું કર્તવ્ય બજાવવા ચાલ્યો.

ફાટેલાં તુટેલાં કપડાં તો હતાંજ અને વળી આંખે પાટા બાંધી ગરીબ બિચારા આંધળા માફક એક હાથમાં લાકડીનો ટેકો લઇ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં પેલી મેદની નજીક આવી લાગ્યો અને છોકરાંઓને પૂછ્યું કે આ બધું શું છે? છોકરાઓએ જવાબ દીધો કે એક બાવાજી તાપણી તાપતા છે અને તે બળતામાં બેસી રહેલા છે. એક છોકરા પ્રત્યે તેણે કહ્યું કે ભાઇ! હું આંધળો છું માટે મને તે ધુણી નજીક લઇ જા અને મને તે મહાત્મા કયે ઠેકાણે બેઠા છે તે કહે. જો બાવાજી કાંઇ બુટ્ટી જાણતા હશે તો મારી આંખો સાજી કરશે. જો આંખો સાજી નહીં થશે તો સમજીશ કે એ તો કોઇ ધુતારો ઢોંગી ભામટોજ છે. આ સાંભળી એક છોકરાએ તેને આંગળીએ વળગાડી ધુણી નજીક લઇ જઇ સંજ્ઞાથી મહારાજને બતાવ્યા. ધુણી નજીક પેલા આંધળાને આવેલો જોઇ પેલા મહારાજ

એકદમ ઉઠયા અને તેની પાસે આવી કચાકીથી બોલ્યા "ક્યું ગમાર! મેરી ધુની અપવિત્ર કરનેકા બિચાર રખતા હૈ! આ સાંભળી પેલો આંધળો પ્રણામ કરી ગદ્દ્ગદ્ કંઠે બોલ્યો કે મહારાજ! હું એક આંધળો છું, હું તમારો દાસ છું, જો કાંઇ આપની કૃપાથી એ દુઃખ મટે તો તમારો આભારી થઇશ. પ્રભુની કુદરતી લીલાનું અવલોકન કરી આ જીવ તેના ગુણુના રહસ્યનું પાન કરવા તમારો દાસ બનીતૈયાર રહેશે. મહાત્મા બોલ્યા કે બચ્ચા! જરા થોડી ડેર ઠેરો. આમ બોલી પાછા અંદર ચાલ્યા ગયા. ધુણીઓ રાખ થઇ ગઇ ત્યાર પછી પાછા આવી તેનો હાથ પકડી પેલા છજા નીચે છત્ર નીચે પધરાવેલા ઠાકોરજી પાસે લઇ જઇ બેસાડયો. હાથમાં કમંડલ હતું તેમાંથી થોડુંક પાણી જમણા હાથમાં લઇ એક, બે, અને ત્રણવાર તેની આંખો ઉપર છાંટયું કે તુરતજ આંખો ઉઘાડી બોલ્યો કે અહો! ધન્ય છે મહાત્માને! ધન્ય છે મારા ગુરૂદેવને કે જેણે મને પ્રભુની લીલાનું અવલોકન આ ચર્મચક્ષુએ કરવા ભાગ્યશાળી કીધો છે. ધન્ય છે મારા ગુરૂદેવ! હવે તો આપની પાસે રહી સેવા કરી બાકીનું આયુષ્ય ગાળીશ અને જીંદગી કૃતાર્થ કરીશ."

આવા અનેક તરેહનાં પ્રસંશા વાકયો બોલી પાસે ઉભેલી મેદની તરફ જોઇ બોલ્યો કે ધન્ય છે આ ગામને અને ધન્ય છે આ ગામના લોકોને કે તમારે ત્યાં એક આવા અલૌકિક સાધુ આવી તમારી ગ્રામ્ય ભૂમિ પવિત્ર કરી રહ્યા છે. અને તમે પણ એના દર્શન કરી પવિત્ર થયા છો.

ગામના લોકો પણ ઘણાજ આશ્ચર્ય પામ્યા કે જસવારમાં એક આંધળાને દેખતો કર્યો એ શું કાંઇ ઓછી ચમત્કારની વાત છે?

અરે ધન્ય છે એવા મહાત્માને. એ આપણા ગામમાં આપણને દુઃખ-માંથીજ મુક્ત કરવા માટે આવેલા હોવા જોઇએ એમ અનેક રીતની વાતો કરતી ટોળીઓ પડી અને વીખરાઇ. થોડાક ભાવિક માણુસો મહારાજ પાસે બેઠા. અને થોડીવારમાં તે પણ ઉઠી ચાલ્યા ગયા.

ગુરૂ ચેલા માંહોમાંહે વાતોના તડાકા મારતા બેઠા હતા તેવામાં બિહારી બોલી ઉઠયો કે રામચરણદાસ ! આપણે બન્ને ભીખ માગતા હતા ત્યારે આપણને જો સર્વ કોઇ તુચ્છકારી કાઢી અપમાન કરતા હતા. પણ હવે સર્વ જનો આપના ચરણમાં કેવા નમસ્કાર કરે છે?

રામચરણ—હા, ખરી વાત છે. બિહારીલાલ તમારી તો કાંઇ ઔરજ બલીહારી જણાય છે. હવે પછી જલદી પૈસા મળી જાય અને આપણે ત્વરાથી ગચ્છન્તી કરી જઇએ તેને માટે શો ઉપાય યોજવો.

બિહારી—તમારે તે બાબત નિશ્ચિંત રહેવું. જે કાંઇ હું કરૂં તે તમારે જોઇ બેસી રહેવું.

આમ કહી બન્ને સાધુઓ સાંજની વેળાએ ભકતો તરફથી મળેલી મિષ્ટાન્ન રસોઇ જમી તૃપ્ત થઇ નિદ્રાધીન થયા.

એક બે અઠવાડીઆમાં તો આ ચમત્કારિક સાધુની અફવા ગામેગામ ફેલાઈ અને ગામોગામથી કાંઇક આશાબંધનાં ટોળેટોળાં આવવા લાગ્યાં.

આપણામાં વાત કરવાનો એવો ચાલ છે કે રજની વાત હોય તે એક, બે ને ત્રીજા માણુસને કાને જતાં ગજની થઇ

બેસે છે. કહેવત છે કે "વડ પડે તો કહે કે આખું વડોદરૂં ભાંગી પડ્યું." એવા આપણામાંના ભાવીક શ્રદ્ધાળુ જનો વાત વધારીને ફેરવવામાં પાછા પડતા નથી જેથી બીજા માણુસોને પણ તે વાત સાંભળતાંજ મનમાં ઉત્કંઠા થઇ આવે છે કે ચાલો આપણે પણ ત્યાં જઇ જોઇએ કે શું છે? એટલે તે માણુસો પણ પૈસાની ખરાબી કરે છે એટલુંજ નહીં પણ તેઓની આશા પણ ઉદ્ભવવાથી પોતાની વિદ્યાનો પણ નાશ કરે છે અને ફસાય છે.

કોઈ તાવનો દોરો તો કોઇ આધાશીશીનો મંત્ર લે. કોઇ ધન માટે લલચાય તો કોઇ વાંઝણી સ્ત્રી પુત્રપ્રાપ્તી માટે પ્રયત્ન આરંભે કે મહારાજ જો કાંઇ આ સંબંધી જાણુતા હોય તો કેવું સારૂં થાય! પણ ભોળા લોકો કાંઇ સમજતા નથી કે પરમેશ્વરની કૃપા સિવાય કશું બની શકતું નથી. અને આવા ઢોંગી ધુતારાઓ પાસે પોતાનું ભાવી ફેરવવા માટે અનેક તરેહના ભોગો આપી પોતાની હાની કરે છે, એવા ધુતારાઓ પૈસાનો લાભ લેતાં છતાં કોઇ કોઇની ઇજત ઉપર હાથ નાંખવામાં પાછા પડતા નથી. ઘણા ખરા લોકો જાણ્યા છતાં પણ એવા અંધારા કુવામાં પડવા માટે પાછી પાની કરતા નથી એ શું ઓછી મુર્ખાઇ છે!

પેલા સિદ્ધ જતી પાસે પોતાના ઇચ્છિત ફળની ઇચ્છાવાળા શ્રદ્ધાળુ લોકો સંખ્યાબંધ આવતા હતા. તેમાં એક તેજ ગામના ભક્તની કાંઇક અલૌકિક શ્રદ્ધા જણાતી હતી. તે ભકત મહાત્માને પોતાનો પ્રભુજ માનતો હતો.

એક દિવસ સંધ્યા સમયે આરતીનો વખત પુરો થતાં સઘળા ઘેર ગયા પણ પેલો ભકત હજી મહાત્મા પાસેજ બેસી રહ્યો. મઢુલીમાં મહારાજ, ચેલો અને ભકત એમ ત્રિપુટી રહી.

બિહારીલાલ જે ચેલો હતો, તેણે પેલા ભકતને પુછ્યું કે ભકત ! આપની શું ઇચ્છા છે ! કારણકે તમારી વર્તણુક ઉપરથી મને જણાય છે કે તમારી આશા કાંઈ પ્રબળ છે. આ ઉપરથી ભકત બોલ્યો બિહારીદાસ ! જુઓ કે આ સંસાર સુખમાં પ્રથમ પુત્ર છે એ મારા દુઃખનું કારણ છે. જેથી કૃપા કરી મહારાજને મારૂં દુઃખ નિવારણ કરવા વિનંતી કરો જેથી પરમ ઉપકારી થઇશ. જો મારૂં ઇચ્છિત કાર્ય ફળીભૂત થાય તો હું મહારાજને મારા ગજા પ્રમાણે ઘણુંજ દ્રવ્ય ભેટ કરીશ. આ વાત સાંભળી બિહારીએ મનમાં વિચાર કર્યો કે કાર્ય થાવ યાતો ન થાવ પણ મુડી તો લેવી આવા વિચારથી તેણે મહાત્મા સમીપ જઇ આ વાત કરી અને પાછો ભકત પાસે આવી કહેવા લાગ્યો કે મહારાજ જરા સમાધિમાં છે માટે જરા થોભો. તે સમાધિમાંથી મુક્ત થશે એટલે વાકેફ કરીશું. ભકતરાજ ! તમારે બીલકુલ ગભરાવું નહીં મને આખા જન્મનો આંધળો મટાડી આજે દેખતો કર્યો એ શું ઓછી નવાઇની વાત છે ? ભાઇ ! એ તો મહાત્માની મરજીમાં આવે તો એક પુત્ર તો શું પણ એવા સો પુત્રનો પિતા બનાવે. એટલું બોલી બિહારી મૌન રહ્યો. ભકત મનમાં વિચાર કરે છે કે હવે મહારાજ સમાધિમાંથી ક્યારે મુક્ત થાય કે મારૂં કાર્ય થાય. આમ વિચારગ્રસ્ત ભકતને જોઇ બિહારી બોલ્યો, ભકત ! તમારે

ચિંતા કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. હમણાંજ હું પાછો જાઉં છું, એમ કહી બિહારી અંદર જઈ થોડીવારમાં પાછો આવ્યો. ભક્તને આશ્વાસન આપી કહ્યું કે હું બરાબર તમારે માટે ખુશાલી ઉપજે એવી ખબર લાવ્યો છું. તે બુટી બનાવવા માટે થોડોક ખર્ચ કરવો પડશે માટે પચાશેક રૂપૈયા જોઇએ. તે તમારા તરફથી મળવેથી તે કામમાં હું મોઢું ઘાલી આજીજી કરૂં. મહારાજ તો સાફ ના પાડે છે પણ મેં ઘણીજ નમનતાઇથી કહ્યું કે એ માણસ આપનો પરમ ભક્ત છે, અને હરનીશ આપની સેવામાં ઉત્સાહી છે, તેના ઉપર કૃપા કરી એટલું કાર્ય તો જરૂર કરવુંજ જોઇએ. આ સાંભળી મહારાજે કહ્યું કે બચ્ચા એ કાર્યમાં તો ઘણીજ ખટપટ છે. મેં તે ખટપટ કરવાનું માથે લીધું છે, માટે તમે નિશ્ચિંત રહો તમારૂં કાર્ય જલદી પાર પડશે. જો કદાચ આપની પાસે પૈસા સંબંધી કાંઇ સવડ ન હોય તો એ કામ હમણાં રહેવા દેવું.

ભક્ત—બિહારીદાસ ! એ કામ પડતુ કેમ મુકાય ? હું કાલે સ્હવારે પૈસા લઈ તમને આપી જઇશ માટે તમારે તે કાર્ય કરવા મહારાજને પુનઃ વિનંતી કરવી જોઇશે. આમ કહી પટેલ ઉઠી પોતાને ઘેર ગયા. કહ્યું છે કે

" લોભી ગુરૂ અને લાલચુ ચેલા "

એજ પ્રમાણે હતું. પટેલ પણ એવા મહદ્ કાર્યમાં વાપરવાના પૈસાની શોધમાં પડયા.

આ તરફ મઢુલીમાં ગુરૂ ચેલા બે જણુ રહ્યા અને પરસ્પર વાતો કરતાં રામચરણ બોલ્યો કે બિહારીદાસ ! તેં તો ખુબ બજાવી.

હવે તે બિચારો પટેલ આખી રાત ઉંઘશે નહીં અને પૈસા શોધવાની ચિંતામાં જાગ્રત રહેશે. તે બિચારાને તેં ચિંતાધીન કર્યો.

બિહારી—રામચરણદાસ ! તું તો છેક ગાંડો થયો છે. એ પચાશ રૂપૈયા આવે કે તરત લઇ લેવા અને હું આપણે ગામ જઈ છોકરાંને આપી આવીશ જેથી લોકો પણ જાણશે કે આપણા ગામના બાવાજી તો કાંઇક સારે ધંધે લાગ્યા હોય તેમ જણાય છે. હું ભક્તને સમજાવીશ કે હું છુટ્ટી લેવા જાઉં છું અને બેચાર દિવસે પાછો આવીશ, એવી અનેક તરેહની પ્રપંચની વાતચીત કરતા કરતા બન્ને વેશધારી સાધુઓ નિદ્રાધીન થયા.

પરોઢીઉં થતાંજ ભક્ત ઉઠયા અને પૈસાની લેહમાં દાતણ કરી ગામમાં ગયા પણ ગામમાં ખેડુત વર્ગજ રહેતો હતો જેથી પૈસા કોઇને ત્યાં તરત મળ્યા નહીં. આખરે વાણીઆને ત્યાં જઇ સેંકડે દશ ટકા વટાવ કાપી આપી ટકાની તેરીખે નાણાં ઉપાડી ભકત મહારાજને ત્યાં આવ્યા. પટેલ પાછા વેળાસર આવ્યા જાણી બિહારી મનમાં આનંદ પામતો બોલ્યો કે પટેલ ! હું તમારે માટે છુટ્ટી લેવા આજે જાઉં છું અને હું બેચાર દિવસે પાછો આવીશ માટે ગભરાશો નહીં. આમ કહી નાણાં ગણી લીધાં અને પટેલ પગે પડી ચાલતો થયો.

ધિક્કાર છે એવા ઢોંગી ભામટાઓને, અને ભોળા ભક્તજનોને તો શી ઉપમા આપી અથવા લખી શકું ! ઘણા ખરા આશાની નદીમાં તણાઇ પોતાની બેઇજત કરી ખરાબી કરે છે, અને કોઈ ફીમીઆના લાલચુ જનો તો પોતાની પાસેનો ગર્થ પણ ખોઇ બેસી

હાથ ચોળી રહેતા સાંભળ્યા છે. આ ભકતે લાલચને લીધે પોતે કેમ નાણું ઉપાડર્યાં તે તમારી જાણ બહાર નથી. માટે સમજો અને તેવા બાવાજીથી છેટે બેસો.

બે ચાર દિવસ વિતતાં બિહારી પાછો આવી પહોંચ્યો અને ભકતરાજ પણ ભેળા થયા. બિહારીએ થોડીવાર ભકત સાથે આમતેમ વાતોના તડાકા મારી બે ચાર મૂળીઆં હાથમાં આપી કહ્યું કે ભકત ! દરરોજ સાંજે સુતી વેળાએ આ મુળીઆં ઘસીને પીવાં અને આ બીજી દવા પણ રાત્રેજ સ્ત્રીને જમ્યા પછી પાવી. આમ કરી ભકતને વિદાય કર્યા, ભોળા ભકત તે લઇ ચાલી ગયા. પોતાને ઘેર જઈ આ બધી હકીકતથી પોતાની ધણીઆણીને વાકેફગાર કરી દવા ચાલુ કરી ! !

પાઠક ! "કાગનું બેસવું અને તાડનું પડવું" ઇશ્વર ઇચ્છાથી ભકતની સ્ત્રીને ગર્ભ રહ્યો. આથી તેણીના આનંદનો પાર રહ્યો નહીં. ભકતે દરરોજ મિષ્ટાન ભોજન સાધુઓને આપવા માંડયું. તેમજ સાધુઓને પોતાને ઘેર લાવી રાખ્યા. નવમે માસે પટેલને ઘેર પારણું બંધાયું. આનંદનાં વાજાં વાગવા લાગ્યાં. પુત્ર પ્રસવ થયો એટલે ગામમાં ઘેર ઘેર સાકર વહેંચી. પુત્ર બે ત્રણ માસનો થયો એટલે ભકતે મહારાજને ખોળે મુકી પાછો લીધો તે વેળા ઘણુંજ ધન ભેટ કીધું. એક આંધળાને સાજો કર્યો અને એક વાંઝીઆને ઘડપણમાં પારણું બંધાવ્યું આથી ગામોગામ મહાત્માની સારી ચમત્કારીક બાબતો-ચર્ચાઇ લોકોના ટોળેટોળાં આવવા લાગ્યાં. પાદર ઉપર પોતાના ગાડાંઓ છોડી મહાત્માની મઢુલીમાં જઇ આશાની દોરીઓ

શ્રંધાવી હરીજનો નમસ્કાર કરી પોતાનો જન્મ સફળ થયેલો માનતા હતા. આશાબંધી મુમુક્ષુક માણુસો આવતાં હતાં તેમને બિહારીદાસ પોતાની ચાલાકીથી સર્વને દોરા, ધાગા વીગેરેને બે ત્રણ ગાંઠો વાળી આપી કાંઇક વ્હેમ ઘાલી આપતો હતો.

પોતાની પાસે ઘણાં માણુસોની આવજા થતી હોવાથી રામચરણ અને બિહારી ઘણાજ મગ્ન રહેતા હતા. આમ કરતાં કરતાં જાત્રાનો દિવસ આવ્યો સર્વ હરિજનો તીર્થમાં સ્નાન કરી પુન્યાદિ કર્મથી પરવારી પેલા મહાત્મા પ્રતિ આવતા હતા કારણ કે તીર્થ ગામની નજીક હતું એટલે સર્વ કોઇ "એક પંથ ને દો કાજ" ગણી ઉત્સાહથી મહારાજનાં દર્શન કરવા આવે છે.

બિહારી સર્વ કોઇને દોરા મંત્રી આપે છે. આંધળા લોકો દેખતા થવા માટે, પાંગળાઓ પોતાનું પાંગળાપણું મટાડવા માટે એમ જથાબંધ દુઃખી માણુસો પોતપોતાના દુઃખોથી મુકત થવા મહાત્માને આજીજી કરતા જણાય છે. વચ્ચે રામચરણદાસની પાસે બની બેઠેલો ચેલો બિહારી કોઇને ચપટી રાખ નાંખી, તો કોઇને ભોજપત્રપર કાંઇક ખરૂં ખોટું લખી આપે છે. જેથી સર્વ કોઇ સંતુષ્ટ થઇ "જયશ્રી કૃષ્ણ" કહી પ્રણામ કરી ચાલતાં થાય છે.

ખરેખર આ દેખાવ તે દ્વારિકામાં શ્રી કૃષ્ણની કૃપા વડે વેશધારી અર્જુન સાધુ થઇ સર્વનાં દુઃખો નિવારણ કરતો હતો તેવોજ બની રહ્યો છે.

# પ્રકરણ ૩ જું.

## "જ્ઞાનીની દિવ્ય શીક્ષા."



ગીરિરાજ ઉપર મહાદેવી મંદીરના શિખરપર ફરકતી રંગીબેરંગી ધ્વજાઓપર આછું અજવાળું પડવા માંડયું. પ્રાતઃકાળ થયો. અરૂણુ સારથી સહીત થોડીવારમાં સવિતાનારાયણુ પોતે પુનઃ પ્રવેશ કરનાર છે, એમ જાણી તારાઓ એક પછી એક મોં સંતાડતા પોતાના ધામ પ્રતિ જતા હતા. અને કોઇ કોઇ તો સ્વઘરે પહેલેથીજ પહોંચી ગયા હતા. પણુ જે શુક્રનો તારો હતો તે થોડી વાર હિંમત રાખી ઉભો રહ્યો. અલ્પકાળ પછી તે પણુ ચાલ્યો ગયો. આકાશ કેવળ નિર્મળ હતું. ચંદ્રે પણુ ફિક્કાશવાળો ચહેરો ધારણુ કર્યો હતો.

આ સમયે આળસ વિનાના લોકો જાગ્રત થઇ પોતાને ધંધે લાગતા હતા, આળસુ લોકો ખાટલામાંજ પડી રહેલા હતા. સ્ત્રીઓ પોતપોતાનું કાર્ય ઝડપથી સંભાળતી હતી. પાણીનાં બેડાંઓ ભરી પાણીઆરીઓ નાના પ્રકારની પોતાની સાસુ સસરાની વાતો સહીઅરો સાથે ચાલી આવતી હતી. ગાયો ભેંસો વિગેરેને ચારો ચરવાને છોડી મુકયાં હતાં જેથી તેઓનાં બચ્ચાંઓમાંથી વિખુટા પડવાથી આમાં, આભાં, શબ્દો કરી રહ્યાં હતાં. માળામાંથી પક્ષીઓ પણ પોતાનાં ખોરાક માટે ઉડી નીકળ્યાં હતાં. જેથી તેઓનાં બચ્ચા પણ ચીંચીં વગેરેના શબ્દાનો અવાજ કરી રહ્યાં હતાં.

પ્રભાત કહો, નિર્મળ પ્રભાત કહો, અહાહા! પ્રભાત! કેવું આનંદદાયક પ્રભાત. સુખી માણુસોને સુખમય દેખાય છે અને દુઃખી માણુસને પાછું દુઃખ હાજર થયું જાણી તેનો આત્મા ઘણોજ વ્યાકુળ થાય છે.

સુખમય પ્રભાત સમયે આપણી વાર્તાના નાયકને જે જંગલમાંથી મહાદેવી લઈ ગયાં હતાં તે દુઃખી પ્રવાસી પોતે એક અલૌકિક દિવ્ય ભુવનમાં અને કોઇ દિવસ પાછો પ્રાપ્ત નહીં થઇ શકે એવા એક સુખાનંદમાં પલંગ ઉપર વિશ્રાંતિ લેતો હતો.

સ્હવાર થતાંજ એકાએક તે જાગ્રત થયો. આસપાસ જોવા લાગ્યો તો તેને એક અલૌકિક સુંદર મહેલમાં મોટા છત્ર પલંગ પર સુતો છું એમ જણાયું. પોતે વિચાર કરવા લાગ્યો કે અહો! આ શું છે? હું જાગ્રત છું કે સ્વપ્નસ્થ છું. આ દિવ્ય ભુવન શું? આ પલંગ કેવો? અને આ સુંદર જગ્યા એ કોની હશે? ક્યાં તે જંગલ? ક્યાં તે વાઘ વરૂઓની ભયાનક ચીસો! અહીં આ દિવ્ય ભુવનમાં કોણ વસતું હશે અને મને કોણ અને કેવી રીતે અહી લાવ્યું. એ બધી બાબત શી રીતે સમજાશે? આ કોઇ પિશાચિણીનો આવાસ તો ન હોય? હરી! હરી! જે હશે તે હમણાંજ જણાઇ આવશે. કારણ કે પ્રભાત થયું છે.

પ્રવીણને દુઃખમાંથી મુક્ત કરવા માટે અહીં તેને લઇ આવનાર મહાદેવી પણ નિદ્રાનો ત્યાગ કરી પોતાની સર્વ સાહેલી સાથે દંત ધાવન કરી પોતે પવિત્ર ગંગા જેવી મહાત્મ્યવાળી નર્મદામાં સ્નાન કરી આવી પ્રભુ સેવામાં રોકાયાં.

આ દિવ્ય ભુવન નર્મદા કિનારે પહાડ ઉપર અલ્પ કાળ માટે યોજાયું હતું. ખળખળાટ કરતું નર્મદાનું વ્હેતું પાણી પોતાનો ગંભીર સાદ કરી રહ્યું છે. મહેલ નજીક ફૂલોના કયારાઓ અચંબો પમાડે એવી ગોઠવણથી બનાવવામાં આવ્યા હતા. જરૂખા, અટારીઓ, અને બારી બારણાં પણ વિધવિધ જાતના રંગીબેરંગી કાચથી શોભીતાં જણાતાં હતાં. ભુવનનું આગલું દ્વાર નર્મદાના પ્રવાહ તરફ હતું. જેથી બારણા આગળ આવતાંજ નર્મદાનો રૂપેરી મંદ પ્રવાહ ધીમી ધીમી ગતિએ વ્હેતો જણાતો હતો.

પ્રભુસેવામાંથી પરવારી મહાદેવી પોતાની સખીઓને બોલાવી પ્રભુનાં ભજન ગાવા માટે સીતારના તાર, તબલાં, સારંગી વગેરે મેળવવા લાગ્યાં. મહાદેવીની આજ્ઞાથી સર્વ સખીઓએ, કળીયુગનાં મહાભકત મીરાંબાઇનાં પદો શરૂ કર્યાં.

રાગ, બીભાસ.

"મારે તો ઘરેણું સાચું, નંદજીના લાલા
"નંદજીના લાલા ગીરધર નંદજીના લાલા મારે તો.

"કોઇને કલ્લાં કોઇ કાંબી, કોઇને મોતી માલા
"મારે તો ઘણું સાચું, નંદજી લાલા
"કોઇ બ્હેની કોઇને બંધુ, કોઇને કોને ઢાળ
"મારે સદા હોજો એવું, વ્હાલા સાથે વ્હાલ, મારે તો.

"કોઇને હાથી કોઇને ઘોડા, કોઇને સુખપાલ. મારે તો,
"મારાં ગીરધર લાલા, તમને નીરખી હું તો થઇ છું બેહાલ
"મારે તો ઘરેણું સાચું નંદજીના લાલા.

સીતારનો રણુઝણુાટ કરતો સ્વર અને દેવીઓના મીઠા કોમળ સુરનો આલાપ પ્રવીણુને કાને પડવાથી આશ્ચર્ય પામ્યો કે અહો! હું સ્વર્ગમાં તો નથી? એવા એવા અનેક વિચારતરંગોમાં ઝુલે છે તેવામાં પાછું બીજું પ્રભાત આરંભાયું અને તેમાં લીન થયો.

શ્રી કૃષ્ણુના વિરહને લીધે ગોપીઓએ આખી રાત્રિ તેના સ્મરણુમાં વિતાડી. સ્હવાર થયું પણુ નાથ ન આવ્યા. થોડીવારમાં ગોપીઓએ પ્રાણુથી પણુ અધિક એવા શ્રી કૃષ્ણુને જોઇ પ્રશ્ન કર્યો કે હે કપટી! ગઇ રાત્રિ હમારા વિના એકલપેટા થઇ ક્યાં વ્યતિત કરી?

પરબ્રહ્મથી દેવી અને તેણીની સર્વ સાહેલીઓ પણુ આ વેળા વિખુટી હતી જેથી તેજ ભજન પોતે ગાવા લાગી.

રાગ, બીભાસ.

"આયો મોરે અંગનામેં, આયો મોરે અંગનામેં;
"ભલી કીની ભોર ભયો, આયો મોરે અંગનામે.
"કપાલે કેસરકો ટીકો, મુખકો તંબોલ ફીકો;
"છતીઆંનો રંગ લાગ્યો, પીઠો ખુંચી કંગના.
"દીપકકી જોત ગઇ, ચંદો ગયો ચાંદની;
"આજકીરે રેન સાયબા, કહાં કીયો રંગના.
"મારા સમજો સાચું બોલો, હૈયાનો કપટ ખોલો;
"શ્રીભટ કહે પ્રભુ, કહેતી હે ગોપાંગના.
"ભલી કીની ભોર ભયો, આયો મોરે અંગનામેં.

સીતારનો મધુર તારનો એકાએક લાંબો રણકો થયો. ગાન પણ તેની સાથેજ બંધ થયું. જેથી તે પણ એકાએક ઝબકી જાગી ઉઠયો હોય તેમ સફાળો બેઠો થયો, અને પલંગમાં આંખો ચોળતો બેઠો છે એટલામાં તો તેના ઓરડાનું દ્વાર ધીમેથી કોઇ ઉઘાડતું હોય એમ તેને લાગ્યું મનમાં ધ્રાસકો પડયો કે હવે શું થશે ? અહીં મારો બેલી કોણ છે ? આવી તરેહના વિચાર માળાના મણકા ફેરવે છે ત્યાં તો દ્વાર તદ્દન ઉઘડી ગયું, અને ઓરડાની અંદર કોઇ મહા તેજવાન દિવ્ય મૂર્તિ આવે છે એમ તેને લાગ્યું. જેથી તે એકદમ ઉઠી માતાના ચરણારવિંદમાં દંડવત્ નમસ્કાર કરવા દોડયો. માતાના બન્ને પગમાં પોતાનું મસ્તક નમાવી લાંબો થઇ પ્રણામ કર્યા.

દેવીએ કહ્યું બેટા ! તારૂં કલ્યાણ થાઓ ! આમ કહી તેના મસ્તક ઉપર હાથ મૂકી ઉઠાડયો. અને બોલ્યાં કે, "બેટા, તું ગભરાઇશ નહીં હું કાંઇ પિશાચિણી અગર રાક્ષસી નથી. કે તારો સંહાર કરૂં. આધુનિક જમાનામાં ભિક્ષા મટાડવા અને પવિત્ર હિંદુસ્તાનના આળસુ ભિક્ષુકોને શીખ આપવા માટે પ્રભુએ આજ્ઞા કરી તેથી હું અત્રે આવી છું. આ ક્ષણિક વિશ્વમાં સર્વ કોઇને ભિક્ષા તદ્દન અકારી થઇ પડી છે. છતાં તે અકારી થવાનું કારણ પણ યથાર્થજ છે. ભીખ માગનાર કોઇ ભિક્ષુક તિથિ તેમજ વાર પણ જાણી શકતો નથી. એટલે જનસમૂહને ભીખ આપવા વાજબી નહીંજ લેખાય. તેમ થતાં વાર લાગશે નહીં. ભીખનો અંત લાવવા માટેજ અને તારા જેવાના દુર્ભાગ્યવાળાઓનો અંત લાવવા માટેજ મારે આ દુનીઆમાં આવવું પડયું. મને તું મુમુક્ષુ મળ્યો જેથી

હું ખુશીથી તનેજ ઉપદેશ કરીશ. બેટા ! મારૂં નામ ભિક્ષાદેવી છે. તું બીલકુલ ગભરાઇશ નહિં. આ સામે કૃષ્ણકુંડ દેખાય છે તેમાં સ્નાનાદિકથી પરવારી ભોજનગૃહમાં જઇ પાછો ભુવનમાં આવ. જ્યાં તારાં સર્વ કર્મનાં બંધનો તોડવા હું તેમજ મારી સાહેલીઓ પ્રયત્ન કરીશું.”

મહાદેવીનાં વાક્યો સાંભળતાંજ મનનો વ્હેમ દૂર થયો. નિર્ભય થઇ સ્નાન માટે કૃષ્ણકુંડ તરફ પ્રવીણ ગયો. સ્નાન કરી પોતે પાછો ફર્યો. મનમાં વિચાર્યું કે અરે દૈવ ! તેં મારે માટે શું ધાર્યું છે ? હે પ્રભો ! તું મને કયી સ્થિતિમાં લઇ જવા ધારે છે ? અહો તું કેટલો બધો ઉપકારી છે કે હું જગતની જંજાળમાંથી કંટાળી મરણને શરણ થવા માટે અઘોર જંગલમાં આવ્યો છતાં ત્યાં પણ તેંજ મારૂં રક્ષણ કર્યું તદુપરાંત મુંને એક સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરવા માટે મહાદેવીને પણ મારી સમીપ મોકલ્યાં છે. પ્રભુ તારી કળા અગાધ છે. તારા ગુણનું ગાન કયો વિદ્વાન અગર કવિવર કથી શકે એમ છે ? અહો હરિ ! હરિ !

આમ વિચાર કરતાં કરતાં સ્નાન કરી પાછો મહેલ નજીક આવી પહોંચ્યો. જ્યાં દ્વાર આગળ એક દેવી ઉભાં હતાં તેમને જોઈ પ્રવીણ પગે પડયો અને સન્મુખ ઉભો. એ જોઇ તે દેવી બોલ્યાં કે, બેટા ! મહાદેવીની આજ્ઞા છે કે તું બહુજ ક્ષુધાપીડિત છે જેથી ક્ષુધા શાંત કરવા માટે ભોજનગૃહમાં જા. અને ત્યાં મારા જેવાં બીજાં દેવી તારી રાહ જોઈ બેઠાં છે તો જલદી ત્યાં જઇ ભોજનાદિથી પરવારી પાછો આવ. આ સાંભળી પ્રવીણ ખંચાઇ ઉભો; કારણ કે

દેવી ભોજનગૃહમાં જવાની આજ્ઞા આપી તુરત ત્યાંથી વિદાય થયાં હતાં. થોડી વાર દ્વાર આગળ ઉભો રહ્યો. જેથી ભોજનશાળામાં જતાં વાર થઇ. ભોજનશાળામાં જે દેવી પ્રવીણની રાહ જોઇ બેઠાં હતાં તે ઘણીવાર થયા છતાં પ્રવીણ આવ્યો નહીં એમ જાણી બ્હાર આવ્યાં. જુએ છે તો પ્રવીણને ઉભેલો જોયો. સ્નાન કરી દેવીએ તેને અંદર બોલાવી લઇ ભોજનશાળામાં જમવા બેસાડયો.

સુવર્ણના પાટ ઉપર બેસી સામેના થાળ ઉપર નજર પડતાંજ પોતે વિચાર કરવા લાગ્યો કે હે! દીનબંધુ! તેં દયા કરી આજે મને એક સ્વર્ગીય સ્વાદિષ્ટ ભોજન કરવાને ભાગ્યશાળી કર્યો છે. અને જમી મારી જગક્ષુધા હરહંમેશને માટે શાંત થશે કે કેમ? અગર આજ જેવાજ થાળો દરરોજ મળશે? હરિ! હરિ! એકવાર મળ્યો તોયે બસ અને દશ વાર મળે તોએ આ ક્ષુધા મરણ પર્યંત શાંત થાય એમ નથી તો પછી આ મહાદેવીના દર્શનનો લાભ અને બીજો લાભ આ અમૃતતુલ્ય ભોજન મળ્યું: એ બન્ને લાભો મને અલૌકિકજ મળ્યો છે. માટે ક્ષણિક વિશ્વમાં પુનઃ કદાપિ પણ જઇશ નહીં; કારણકે જગતમાં સુખ દુ:ખની ફરતી છાંયડીઓ પડે છે. અને તેની છાયામાંથી નીકળી પ્રભુભજન થશે નહીં. હું તો શુદ્ધ અંતઃકરણવડે આ માતાઓની પ્રેમથી પુજા કરી પરબ્રહ્મ પદની પ્રાપ્તિ માટે યત્ન આદરીશ કે જ્યાં જઇ પાછું આ જન્મમરણની જંજાળમાં અવતરવું પડે નહીં.

આવી તરેહના અનેક વિચારમાળાના મણકા ફેરવતાં ફેરવતાં જમી રહ્યો. પછી ત્યાં બેઠેલાં મહાદેવીનાં અન્ય સખી સાથે

તેણીની આજ્ઞાથી પાછળ પાછળ ચાલી એક મોટા ભવ્ય ઓરડામાં આવી પહોંચ્યાં.

ભવ્ય ઓરડામાં એક મોટું સિંહાસન હતું તેના ઉપર મખ-મલની ગાદી તેમજ ગાદીની કોરે હીરાજડિત હારો હતી. મહાદેવી તે સિંહાસન ઉપર એક હાથમાં ત્રિશુળ ધારણ કરી બેઠાં છે. બીજો હાથ છૂટો છે. આ સ્વરૂપના તે ઓરડામાં પેસતાંજ પ્રવીણે દર્શન કર્યાં. તરતજ મહાદેવીના ચરણાવિંદમાં મસ્તક નમાવી પ્રણામ કરી સન્મુખ હાથ જોડી ઉભો રહ્યો.

પ્રિય પાઠક! મહાદેવીની આ અદ્‌ભુત મૂર્તિ જોઇ પ્રવીણ દિંગ બની ગયો. મહાદેવી તેને આમ એકાએક અવાચક થયો જાણી બોલ્યાં કે:— બેટા! તારૂં કલ્યાણ થાઓ, અને સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવા માટે તને એક અમોઘ કળા આપીશ કે જેથી તારૂં જીવન સુખી થશે. હવે મારાં થોડાંક હિતવચન સાંભળ.

હવે આ સાંપ્રત સમય શિક્ષાને નહીં અનુસરનારો અને બીજાને શીખ દેનારો થઈ પડયો છે. સર્વ મનુષ્યો હુન્નર અને કળાકૌશલ્ય-થી સંપન્ન બની આ આધુનિક જમાનામાં ઉચ્ચ પદ્ધતિએ ચઢેલા તેમજ સુધરેલા ગણાશે. ધર્મને નામે ધાડ આવશે, અને સર્વ કોઇ સ્વધર્મ છોડી પરધર્મમાં આનાકાની સિવાય દાખલ થઇ પોતે પોતાની સદ્‌ગતિ થયેલી માનશે. પત્થરની પ્રતિમાઓ કે જેમાં પણ ઇશ્વરી અંશ હોય છે તેને કોઇ પુજશે નહીં, અને તેનો અસ્તોદય થશે. એમ જ્યારે આવી તરેહનાં અનેક કારણો ફળીભૂત થયેલાં આ

ઘોર કળીયુગમાં વ્યાપ્ત થયેલાં જણાશે ત્યારેજ પ્રભુ પોતે અવતાર ધારણ કરશે. હવે ભિક્ષાનો સમય ગયો છે, બેટા! તારે ભીખ સંબંધે જે વિચાર કરવાના હતા તે થઇ ગયા અને તેને હવે મૂળમાંથી કાપી નાંખી તે વિચારતરૂને સમૂળું નાશ કર, કે જેથી તમે આ વિશ્વમંદિરમાં જે કાંટારૂપ છે તેનો નાશ થાય. પ્રભુનો પાડ માની તારે તારા જન્મનું સાર્થક કરવું. "મોક્ષપદ મેળવવું" એ વિચારરૂપી બીજને સુવિચારોરૂપી પાણીનું સિંચન કરી ઉછેરવા પ્રયત્ન કર. જે તને વિશ્વસુખ તેમજ સ્વર્ગીય સુખનો ભોક્તા કરી અલખ નિરંજન પ્રભુનાં દર્શન કરાવવા ભાગ્યશાળી બનાવશે અને વળી તારો જન્મ દેવ ભૂમિ કે જે હિંદની ભારતભૂમિ સ્વર્ગ સુખ પ્રાપ્ત કરાવનારી છે, તેની કુખમાં થયો છે, તો તે કાળા કાનુડાનું તેમજ પ્રભુનું અવલોકન કરી તેના ગુણનું રહસ્ય સમજવું, એમાંજ તારૂં તેમજ તારા દેશીબંધુઓનું પણું શ્રેય સમાયલું છે. તો તેમ કરવા ખંત સાથે ઉત્સાહી થા.

આ ઘોર કળીયુગમાં સઘળા જીવો કામિની અને કાંચનથી સંપૂર્ણ બંધાઇ તેમની પાછળ ભમર પેઠે ભમી આજીવન ગાળશે ત્યારેજ ઘોર કળિયુગ વ્યાપ્ત થયેલો ગણાશે. કોઇનું કહેવું પણ યથાર્થ મનાશે નહીં અને સૌ કોઇ પોત પોતાના મનનો રાજા થઇ બેસશે. સબબ કે બધા જીવો ગર્વિષ્ટ થઇ રહેશે. આવા આધુનિક જમાનામાં હુનર વગેરે કાંઇ પણ કળા જાણતો હશે તોજ તેનું ભરણ પોષણ કરી શકશે નહીં તો આ સંસારનો ભાર એક ગર્ધવ માફક વહી જન્મ પુરો કરવો પડશે. હમણાં ભિક્ષા ઉપર નિર્વાહ ચલાવનારા અનેક મનુષ્યો નીકળે છે અને તેઓ ધીટકારી ભીખ લઇ પોતાના

કર્મનો દોષ કાઢે છે કે અરે ભગવાન ! મારા કર્મમાં આવુંજ નિર્માણ કરેલું છે કે હું આ એક ફીટકારી ભીખને લાયક છું ! અરે ! પણ કર્મનો દોષ નહીં કાઢતાં દરેક જીવોએ પોતાના જીવનને ઉંચ પદવીએ ચઢાવવા ઉંચ કર્મો કરવા ઉત્સાહી થવું જોઇએ. અને તે પ્રત્યેક મનુષ્ય કરવા ધારે તો કરી શકે છે. કારણ કે સ્વકર્મ વડેજ ઉંચ પદની પ્રાપ્તિ કરી શકાય છે.

હાલમાં વિદ્વાનોએ ભીખને પસંદ ન કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે "એવી ફીટકારી ભીખ મેળવ્યા કરતાં જીંદગીનો નાશ કરવા મરણને શરણ થવું યોગ્ય છે" એમ વિચારીનેજ તેઓ હવે ભીખનો નિષેધ કરી જ્ઞાનનો ઉપદેશ કરી આ અલ્પ જીવન પરોપકાર અર્થે અર્પી દે છે. તેઓ સુયશ મેળવી આ જમાનામાં ભીખને ફીટકારની નજરથી જુએ છે. કારણ કે ભિક્ષા એ ફીટકારવાળીજ છે.

બેટા ! હું તને વધારે શું સમજાવું ? પણ તારે આટલું તો યાદ રાખવું કે ભિક્ષાના ભંડાર કોણે ભર્યા ! તેઓની હાંડલી તો સદા સુકીજ છે. એવું સમજી તારે તારાં કર્મો નિઃસ્પૃહતાથી કરી લેવાં જોઇએ. પ્રભુના ગુણનું રહસ્ય તપાસી તેનાં પ્રેમરસનો પ્યાલો મળે તેમાંથી થોડું તારે પીવું અને બીજાઓને પાવું. તેના બદલામાં કાંઇ પણ આશા રાખ્યા વિના હું તો પ્રભુ પ્રીત્યર્થેજ કર્મ કરૂં છું" એમ માની કર્મમાં અચ્યો રહેશે તોજ તારી કીર્તિ જગેજગ જામી તારૂં નામ અખંડ રહેશે અને પ્રભુના દ્વારે પણ તારા આગમનની રાહ જોવાશે. બેટા ! "હું તને વરદાન આપું છું કે તારી જીભે સરસ્વતી વસો. અને તેથી તને પરાવિદ્યા પ્રાપ્ત થઇ તારા ક્ષણિક જીવન પછી તને પરમ પદની પ્રાપ્તિ થાવ.

આટલું કહી થોડીકવાર માતાજી અબોલ રહ્યાં. પ્રવીણને જે વાક્યો કહ્યાં તેનું તે મનન કરતો જણાયો. પોતાનો અવતાર એળે ગુમાવવાને બદલે હવે દેવને પણ દુર્લભ એવા મનુષ્ય દેહનું સાર્થક કરી પરબ્રહ્મને ઓળખી ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીશ, એમ વિચારતો હતો.

મહાદેવી ફરી બોલ્યાં કે, બેટા તું એક પાત્ર છે. જેથીજ તને આ ઉપદેશ કરૂં છું. કારણ કે હવે આ દુનીઆમાંથી હું સ્વર્ગ પ્રતિ ગમન કરીશ. ભીખ એ શબ્દનો આ અવની ઉપરથી નાશ થશે માટે તારે પણ અન્ય બંધુઓ તેમજ ભિક્ષા માગનારા હરામ હાડકાના આળસુ ભિખારી વિદ્યાહીનોને સદુપદેશ કરી, સમજાવી તેને સન્માર્ગે ચલાવી તેઓનું જીવન સુધારવા પ્રયત્ન કરજે. અને તેમાં તારૂં પણ શ્રેય સમાયલું છે. આવું વર્તન ચલાવવાથી પ્રથમ તો તને કેટલાક ભીખના ભકતો ન કહેવાનું કહેશે પણ તેને સહન કરીશ તો પાછળથી તેઓની ઉન્નતિ જોઇ તને આનંદ થયા વિના રહેશે નહિં. કારણ કે સત્કર્મનું ફળ પ્રભુ આપ્યા વિના રહેતો નથી. માણસો પણ પોતાને ત્યાં મજુરીએ આવનાર માણસને મહેનતનો બદલો આપે છે તો વિશ્વંભર કે જગતનું પોષણ કરે છે તે શું ન આપશે ? તેનું સુત્ર યાદ રાખવું કે,

"મારે આધારે રહે, મારા ગુણ જો ગાય
"મનુષ્ય મજુરી આપતાં, હું થી કેમ રખાય"

માટે તું અહર્નિશ તેનામાંજ રમણ કર. જેથી આ ક્ષણિક સુખનો ભોગી મટી સ્વર્ગીય સુખના ભોક્તા થવાય.

આમ કહેતાં કહેતાં દેવી એકાએક ઉભાં થઇ પ્રવીણના મસ્તકે હાથ મૂકી કહ્યું કે બેટા! જનસમૂહમાં જઇ પરોપકારી થઇ પરમ પદને પ્રાપ્ત કરી તારૂં જીવન કૃતાર્થ કર. તારૂં કલ્યાણ થાઓ.

આમ બોલતાં બોલતાં તે દિવ્ય ભુવન આકાશ પ્રતિ જતું રહ્યું. અને ન મળે દેવી કે ન મળે તે શોભા. એકદમ પ્રકાશ મટી અંધકાર ભાસ થઇ ગયો. જ્યાં દિવ્ય ભુવન હતું ત્યાં સપાટ ધરતી જણાવા લાગી અને આ અદ્ભુત બનાવથી પ્રવીણ દિગ્મૂઢ બની ગયો, તેને કશી વાતનું ભાન રહ્યું નહિ.

થોડીવારે વિચારનિદ્રામાંથી જાગ્રત થઇ જુએ છે તો ફરી આગળની રાત્રિ મુજબ વાઘ, વરૂ, વગેરેના ભયાનક શબ્દો સંભળાવા લાગ્યા, પોતે વિચાર કરવા લાગ્યો કે મારૂં જીવન સુધારવા માટેજ આ દેવી પ્રગટ થયાં હશે કે શું? પ્રભુની અદ્ભુત લીલા પણ આ પ્રકારનીજ હશે. અહો! હવે મને તે મહાદેવીના પુનઃ દર્શન ક્યારે થશે? એવા વિચારોમાં લીન થઇ બેઠો બેઠો રાત્રિની અંધકારમય દશાનું અવલોકન કરી તેમાંથી સદુપદેશ લેતો હતો. એવામાં એક વાઘ આવી થોડે છેટે બરાડા પાડતો બેઠો.



# પ્રકરણ ૪ થું.

## " પ્રવાસીનો પૂર્વ વૃત્તાંત. "

### " जाति स्वभाव न मुञ्चते "



રંગપુર કરીને એક નાનું સરખું પણ કસ્બાની બાંધણી જેવું ગામ હતું. જેમાં દશ બાર દુકાનો હાર બંધ આવી રહી હતી. ગામની વચમાં એક નાની સરખી સ્કુલ પણ હતી. આ ગામમાં અગાઉ એક તાલુકદાર રહેતો હતો. એટલે, ગામની બાંધણી સરસ હતી. માણસો પણ પૂર્વની સ્થિતિ ઓળંગી કાંઇક સારી સ્થિતિ ઉપર આવ્યા હતા તેમ કોઇ પણ પ્રકારની દુઃખદ છાયા તે ગામ ઉપર ન હતી. ગામના પ્રમાણમાં વસ્તી સારી હતી.

આ ગામમાં એક નારણદાસ કરીને બાવાજી રહેતા હતા. જેને નિશાળ એક નાના છોકરાંની જેલ છે એમજ લાગતું હતું. તેણે નાનપણમાં તે જેલયાત્રા ફક્ત બેજ વરસ ભોગવી હતી જેથી તેણે કેટલી વિદ્યા પ્રાપ્ત કરી હશે તે આપણી જાણ બ્હાર ન હોય! બે વરસમાં નાનાં છોકરાંઓ નિશાળમાં ફક્ત બારાખડીજ શીખી શકે છે, તો એમણે પણ ફક્ત સહી કરતાં આવડે એટલી માહીતી ઘણીજ ચપળતાથી બે વરસમાં મેળવી લીધી હતી.

નારણદાસને બે સંતાન હતાં. તેમાં એક પુત્ર અને એક પુત્રી હતી. પુત્રીને સારે ઘેર પરણાવી હતી. પુત્રને માટે નારણદાસ ભારે શોચ કરતા હતા કારણ કે તેને સારૂં ઘર મળતું નહતું. માટે પાસેના એક નાના ગામડામાં રહેનાર તેના જેવાજ ગુણવાળા ઢઠ્ઠા મહારાજ જેકીશનદાસની પુત્રી અંબા જોડે પુત્રના લગ્ન કર્યા હતાં. લગ્ન પ્રસંગે પ્રવીણ જે નારણદાસનો પુત્ર હતો તે પાંચમા ધોરણનો અભ્યાસ કરતો હતો. તેની ભણવાની ચપળતા વિચક્ષણ જણાતી હોવાથી સ્કુલના માસ્તર તેના ઉપર ઘણોજ પ્યાર રાખતા હતા. એક દિવસ કાંઇક કારણસર માસ્તરે પ્રવીણને સજા કરી.

"ભાવતું હતું અને વૈદ્યે કહ્યું." કેટલાક દિવસ થયાં નારણદાસ મહારાજ એજ વિચારમાં હતા કે મારો છોકરો હાલ પાંચમી ચોપડી ભણે છે એટલે ઘણોજ હોશિઆર થયો છે જેથી હવે મધુકરી (ભીખ) માગવા જવા માટે બીલકુલ હરકત પડશે નહીં. તાત્કાળિક છોકરાને નિશાળેથી ઉઠાડી લેવા સારો સંજોગ મળ્યો સમજી પોતાના છોકરાને માસ્તરે શા માટે શિક્ષા કરી એ બીના તપાસ્યા સિવાય નારણદાસે એકદમ જમીયતરામ માસ્તરને ઘેરે જઇ એટલો તો ઠપકો આપ્યો કે માસ્તર બિચારા ભોઠા પડી જઇ વિચારવા લાગ્યા કે આ પણ એક નરપશુજ દેખાય છે. નારણદાસ એમ પણ બોલી ગયા કે, "બાવાનો છોકરો ભણશે નહીં તો માગી ખાશે." જેથી માસ્તર તમારે મારા છોકરાને બીલકુલ મારવો નહીં. આમ કહી નારણદાસ બાવાજી રાતા પીળા થતા પોતાને ઘેર આવ્યા. માસ્તર વિચાર કરવા લાગ્યા કે આ બાવા લોકો છેક છેવટ ભીખ ઉપર આધાર રાખી

બેઠા છે તેઓનો ઉદય બીલકુલ થનાર નથી. હવે આ આધુનિક જમાનામાં પ્રાચીનકાળ જેવાં ભોળાં મનુષ્યો નથી કે બાવાજી એ મોટાં ભેંસને પણ ભડકાવે એવાં ટીલાં કરી હાથમાં માળા ઝાલી ગામમાં જઇ "સીતારામ" કરવાથી કોઇ ભીખ આપી શકશે નહીં. ભીખ ઉપર હમણાં સૌને તિરસ્કાર છે. તે એ લોકોનુંજ મુખ્ય કારણ છે. હવે તો જ્યાં બાવાજી સીતારામ કહીને ઉભા કે ઘરમાં કામ કરતી સ્ત્રી બોલી સંભળાવશે કે "મોટા ગોધા જેવો દેખાય છે. અને તને ખેતરમાં રળવા જતાં શું થાય છે? જા, હું કાંઇ તારા જેવી નવરી નથી કે તને કણ કરાવી જાઉં."

આવા નીચ અને તુચ્છ શબ્દો સંભળાવી એ લોકોને ભીખને બદલે શીખ આપે છે કે બાવાઓ! આ જમાનો હવે ભીખ માંગવાનો રહ્યો નથી. જેથી કૃષિકાર વર્ગમાં જોડાઇ પોતાનો સંસાર પુરો કરવો અગર તો વિદ્યા સંપાદન કરી જનહિતાર્થે કર્મ કરવાં કે જેથી લોકોમાં પણ પ્રતિષ્ટા વધી જશ મળેથી પ્રભુદ્વારે પણ યશ પ્રાપ્ત થાય. હજી આ બાવાની કોમ જાગ્રત થતી નથી તેનું કારણ શું છે? તે બીલકુલ જણાતું નથા. જો કોઇ કાંઇ પણ કાર્ય ઉપાડવા તત્પર થાય તો તેને વૃદ્ધ લોકો ફીટકારી કાઢી ગાંડો ગણી કોઇ તેના કહેવા ઉપર ધ્યાન પણ આપતું નથી. જો કદાચ એવા વૃધ્ધો સાંભળે તેની દરકાર રાખ્યા સિવાય કોઇ યુવક એ કામની પાછળજ ખંતથી મંડી રહે તોજ એ લોકોની જ્ઞાત સુધરે એમ છે. પણ એવો યુવક નીકળવો મુશ્કેલ છે. જેથી હવે એની જ્ઞાતીનું શું થશે! અરે! શું! આ બાવાઓની ઉંચી અને પૂજનીય ગણાતી જ્ઞાતિમાં શું આ નારણુદાસ જેવાજ નરપશુઓ હશે? અને જો તેમ હોય તો પછી એ

લોકોને ભીખ નહીંજ મળવી જોઇએ અગર આપેલી ભિક્ષા પણ પણ અયોગ્યજ છે કારણ કે "સુપાત્રે દાન" દાન કરવું તો કોઇ પાત્ર જોઇનેજ કરવું. એ કહેવત મુજબ ખરૂં છે. કારણ કે આવા અભણ બાવાઓને ભીખ આપી તેના વિચારોને દૃઢ બનાવી આખર તેના ઉપરજ નિર્વાહ કરી આખો જન્મારો પુરો કરવા તૈયાર થાય છે. જો કદાચ એવા અભણને તદ્દનજ ભીખ મળી શકતી નહોય તો એ લોકોને ભણવાની અગત્ય જણાય. એ લોકો બાવા છે એટલે એમ સમજે છે કે પરમાત્મા તરફથી હમને એવો પરવાનો મળેલો છે કે "તમારે ભીખજ માગવી" પણ એ ધાન્યું એ લોકોનું ખોટું છે. અભણ બાવાઓને ભીખ મળવાનું કારણ માત્ર એજ છે કે ખેડુત વર્ગનો જનસમુહ જાણે છે જે કોઇ બારણે ભિક્ષુક આવ્યો હોય તે અભણ હોય કિંવા ભણેલો હોય તોપણ તેને જે કાંઇ આપણને ચપટી અગર મુઠ્ઠી મળે તે 'દાન કરવું' એવો સ્વાભાવિક ધર્મ માનવાથી આ હાલના અભણ બાવાઓ ફાવી જઈ આજે એમ બોલે છે કે "બાવાનો છોકરો છે. તે ભણશે નહીં તો માગી ખાશે" આ નીચ ઉદ્દેશથીજ બાવા લોકો અભણ રહ્યા છે અને રહેશે. આ પ્રમાણે માસ્તર અભણ કોમ ઉપર વિચાર ચલાવી રહ્યા છે. તેવામાં ગામના એક સભ્ય અને સુવિચારવાળા તથા નવીન જમાનાને અનુસરનારા વલ્લભભાઈ આવી પહોંચ્યા. વલ્લભભાઇ માસ્તર સાથે બેઠા એટલે માસ્તરે આગળ બનેલી બીના દર્શાવતા જણાવ્યું કે પટેલ હજી આ બાવાઓની કોમ પોતાની ઉન્નતિ અર્થે કશો પણ ઇલાજ લેતી જણાતી નથી. તો પછી આવી અભણ વૃત્તિથી ક્યાં સુધી એ લોકોનો નિભાવ થશે ? પટેલ વચમાંજ બોલી ઉઠયા

કે અરે માસ્તર એ લોકોની વાતજ જવાદો. એ લોકોના કામમાં તમારે મગજને તસ્દી આપવાની બીલકુલ આવશ્યકતા નથી કારણ કે જેઓ પોતાનો ધર્મ શું છે તેનો અર્થ સમજતા નથી તે શું માણસના લેખામાં ગણાશે? બીલકુલ નહીં. જુઓ પ્રથમ તો એ લોકોમાં સુઘડતા નથી. કારણ કે ઘર ભલેને ભાંગેલું હોય તો પણ તેની અંદર વસ્તાં માણસો ચોકખાઇવાળાં હોય તો તેના ઘરમાં સૌ કોઇ આવી બેસે. પણ સુઘડતામાં એ લોકો બીલકુલ સમજતા નથી. પોતાના ઘરને ચોકખું રાખવું, એ જનસમૂહનો સ્વાભાવિક નિયમ છે, તેમ છતાં એ લોકો માટીના વાસણમાં રાંધે છે, તો તે વાસણોને સારી રીતે અજવાળીને ચોકખાં શા માટે ન રાખવાં જોઇએ?

આ સાંભળી માસ્તર બોલ્યા કે પટેલ તમારૂં કહેવું યથાર્થ છે. એ લોકો એવી રીતે પણ સુધરતા નથી. તો પછી એની આખી કોમ કેમ કરી સુધરી શકશે? કારણ કે બીજાઓને સુધારવા પ્રયત્ન કરનાર મનુષ્યે પ્રથમ પોતે સુધરવું જોઇએ. આ તરેહના અનેક પ્રશ્નોત્તર થયા પછી વલ્લભ પટેલ ઘર તરફ ગયા અને માસ્તર સ્વકામમાં રોકાયા.

પાઠક! આપણી જાણ બ્હારની વાત તો ન હોય કે હમણાં કેળવણી એ કેવો મોટો વિષય છે. કે જેના ઉપર આપણી આખી જીંદગી સુધી આધાર રહેલો હોય છે. તે એક મનુષ્યનો સાચો સાથી છે. જો જ્ઞાન હોય તો દુઃખદ પ્રસંગે પણ તેના દુઃખમાં ભાગીદાર થઇ મનને તે પ્રસંગ થોડો ઘણો ભુલાવી સંતોષ

મનાવે છે. કેળવણી વીનાનો માણસ દુઃખદ પ્રસંગે ગભરાઈ જઈ કાંઈક અવળુંજ કરી બેસે છે, તેમજ સુખમાં પણ જ્ઞાન વગર તેનો ખરો ઉપભોગ થઈ શકતો નથી. જેથી આપણે મનુષ્યજન્મ સાર્થક કરવા માટે જ્ઞાનની જરૂર છે.

માબાપે પોતાનાં છોકરાંને સારી કેળવણી આપી સુધારવાં (સ્વાશ્રયી બનાવવાં) એ તેઓની પવિત્ર ફરજ છે. જો કદાચ મા બાપો એ ફરજ ચુકે તો પાછળથી તેનાં ફરજંદો શાપ આપે છે કે "ધિક્કાર હજો મારા માબાપને કે મને થોડું ઘણું પણ ભણાવ્યો નહીં. જેથી મારે આવાં અસહ્ય દુઃખો ભોગવવાં પડે છે" માટેજ દરેક મનુષ્યની ફરજ છે કે પોતાના બચ્ચાંઓને સુધારવાં.

નારણદાસની સ્થિતિ સાધારણ હતી જેથી તેણે છોકરાને નિશાળમાંથી ભણતો અટકાવ્યો. જ્યારે મધુકરી માગવા માટે પરગામ જાય ત્યારે એક મજુર સાથે રાખવો પડતો. જેથી તે મજુરનું કાર્ય પ્રવીણને માથે આવી પડયું. પ્રવીણ ભણવામાં હોંશિઆર હતો છતાં ડોસાએ તેને ભણતો અટકાવી તેનો ભવ બગાડયો. એમ ધારીશું તો તે અયોગ્ય નહીંજ ગણાય.

પ્રવીણના લગ્નપ્રસંગે નારણદાસે ઘણુંજ દ્રવ્ય વાપર્યું હતું. પોતાની સ્થિતિનો વિચાર કર્યા સિવાય દેવું કરી વેવાઈના મતે ચઢી વહુને રૂઢી ઉપરાંત ઘરેણું કરાવ્યું હતું. જેકીશનદાસે પણ ઘરેણાં સંબંધી તકરાર કરી પોતાની દીકરીને દેણારૂપી દરિયામાં નાંખી હતી.

સુજ્ઞ! આવા દીકરીને દેવામાં નાંખી પોતે ખુશ થનાર પિતા-ઓને કેવા સમજવાં? તેઓ ખરેખર એક બેવકુફ માણસજ છે. કારણ કે જો ઘરેણાં ન પહેરે તો આપણું ફરજંદ કાંઇ નીચા કુળનુ ગણાવાનું નથી, પરંતુ પોતાના સદ્‌ગુણોથીજ ઉંચા નીચા કુળનું જણાઇ આવે છે. માટે પુત્રીઓના શુભેચ્છકો, તેમ કરવામાં તમારી બેવકુફાઈ વાપરશો નહીં. દીકરીને દેણમાં નાંખી તેના શાપિત થશો નહીં! કારણ કે જ્યારે આજે ઘરેણાં વ્હાલી તમારી સામે પ્રેમ દ્રષ્ટિએ જુએ છે ત્યારે અને જયારે વ્યાજના દોકડા વધી બમણા તમણા રૂપૈયા થાય છે ત્યારે દીકરીનો તમારા પ્રત્યે અગાઉ જેવો ભાવ હોતો નથી, અને કહે છે કે હમારાં માબાપોએ અમારી નાદાન અવસ્થામાં હમારા કપાળ ઉપર આધાર રાખી શા માટે દેવારૂપી દરિયામાં નાંખ્યાં. ધિક્કાર હજો એવા મૂર્ખ પિતાઓને—

થોડા વખતમાંજ પ્રવીણના પિતા તેમજ માતા સ્વર્ગવાસી થયાં. ડોસા ડોસીના ખર્ચમાં પ્રવીણે વાહવાહની નામનાને માટે પોતાનું માથું ગીરવે મુકી ખરચના કાગડા ઉરાડયા. થોડો સમય વીત્યા બાદ શાહુકારો દોઢા બમણા કરી ઉઘરાણી કરવા લાગ્યા. પ્રવીણ બાપની મેળવેલી થોડીક જમીન હતી તેને વેચી સાટી લેણ-દારોનું દેવું પતાવી ઘરબાર વિનાનો થઇ બેઠો. છતાં પણ થોડુંક દેવું બાકી રહેવાથી પોતાની સ્ત્રી પાસેનાં ઘરેણાંની માંગણી કરી. તો સ્ત્રીએ જણાવ્યું કે મારી પાસે જે દાગીના છે તે તમારા દેવામાં દેવા માટે ઘડાવ્યા નથી. આથી પ્રવીણને લાગ્યું કે મારા દુઃખમાં મારી સ્ત્રી પણ ભાગીદાર નથી તો અન્ય કોણ હોય! આવા બના-વથી પ્રવીણને સખ્ત આઘાતનો ફટકો લાગ્યો. અને તેજ વખતે તે

છેટેના ગામડાંઓમાં જઇ " ભિક્ષાં દેહી " કરી પોતાનો નિર્વાહ કરવા ધારી ઘર છોડી ચાલતો થયો રસ્તે ચાલતાં બીજા દિવસની સાંઝે એક દૂરના ગામડામાં જઇ પહોંચ્યો. બે દિવસના ઉપવાસને લીધે તેને ક્ષુધા બહુજ લાગેલી હોવાથી તુરત ગામમાં જઇ યાચી લાવી ક્ષુધા શાન્ત કરવાના વિચારે તે ભિક્ષા માગવા ગયો. ગામમાંથી ભીખ કોઇએ આપી નહીં અને જેવો ગયો તેવોજ પાછો આવી પાદરે પોતાના મુકામે સુતો. ભુખ લાગેલી હોવાથી ઉંઘને બદલે નવ-નવા વિચારો આવવા લાગ્યા. અને હવે શું કરવું ? તે વિચારવા લાગ્યો કે હવે ભીખને નમસ્કાર કરવા અને આ દુ:ખી જીંદગીનો અંત આણુવા માટે જંગલમાં જઇ આપઘાત કરવો એજ ઉત્તમ છે યાતો પ્રભુ ભજનમાં લીન થવું. એમ ધારી તે પાસે આવેલા જંગલ પ્રતિ જતો રહ્યો.



# પ્રકરણ ૫ મું.

## "પોગળ ફુટયું"



ધુપ, દીપ વગેરેને પ્રજ્વલિત કરી સાધુ મહારાજોએ શંખનાદ કર્યો, શંખનાદ સાંભળતાંજ ગામના ભક્ત લોકો આરતીનો સમય થયો જાણી ત્વરાથી તે મઢુલી તરફ આવ્યા. મહારાજો આરતી ઉતારવા લાગ્યા.

પાઠક ! આપણે સારી રીતે સમજી શકીએ છીએ કે જુઠાણું જલદી પકડાઇ જાય છે અને અંતે સત્યનોજ જય થાય છે. જુઠા માણુસને જયારે પકડવામાં આવે છે ત્યારેજ તે પોતાના પાપનો પસ્તાવો કરે છે. તેમજ ચોરી કરવાવાળો મનુષ્ય પણ જયારે તેનું બુરૂં કૃત્ય જાહેરાતમાં આવે છે ત્યારેજ પસ્તાય છે. કહ્યું છે કે,

"ચોરી ચોહન થાય છે, જયારે ચોર ઝલાય;"
"બાંધી મારે મહીપતી, છેક ફજેતી થાય."

(દલપતરામ.)

ચોરી કરનાર પોતે સમજે છે કે આ હું બુરૂં કૃત્ય કરૂં છું અને તેનું પરિણામ મારે પોતાનેજ બુરી હાલતે ભોગવવું પડશે. છતાં પણ તે કાર્ય કરવાને અચકાતો નથી.

એવાં ખોટાં કાર્યોથી પ્રાપ્ત કરેલું ધન થોડાજ સમયમાં નાશ પામે છે. કારણ કે તેનો ઉપભોગ સન્માર્ગે થઇ શકતો નથી.

કાર્ય ખોટું થાય છે અને તેમાં મહાન શિક્ષાપણ એક વખત થનાર છે. એવું સમજે છે છતાં કોઇ મનુષ્ય તેવું કાર્ય કરતો ચાલ્યો જાય છે તે આખરે પોતાની જાતેજ દુઃખરૂપી ખાડામાં પડે છે. તો હવે આપણી વાર્તાના નાયક મહાન યોગેશ્વર જેવો આડંબર ધારણ કરી બેઠેલા બે બાવાઓનું શું થનાર છે. ને આપણે હવે પછી જાણીશું. કે જુઠું તે સદા જુઠુંજ છે. તે ઘણી વખત ટકવાનું નથી; છતાં માણસોની લોભ વૃત્તિઓ તેને તે કાર્યમાંથી છોડતી નથી. જેથી તે લોભને વશ થઇ દુઃખમાં પડે છે.

હવે આપણી વાર્તાના નાયક મહા તપસ્વીના જેવો આડંબર ધારણ કરી બેઠેલા બે બાવાઓનું શું થનાર છે! ખરેખર લોભવૃત્તીઓ રાખવાથીજ તેઓ ઇજ્જતને ખરાબ કરી પોતાની જીંદગી બરબાદ કરી નાંખે છે.

બાવાઓ સારી રીતે સમજી શકે છે કે અમારો આ કૃત્રિમ વેશ સદા કાળ રહેવાનો નથી. અલ્પકાળ સુધીજ ઉપભોગ લઇ ત્યાગ કરી આખરે અસલ સ્થિતિ ઉપરજ જવાનું છે.

શંખનાદ, ઘંટ, ઝાલર વગેરેનો ન બંધ થયો. આરતિ બંધ થઇ. થાળમાં લક્ષ્મીનું આગમન ભરપૂર હે મહારાજો અંતરમાં આનંદિત થતા જણાતા હતા. થોડી ર મહારાજો શ્લોકો બોલ્યા પછી હાથમાં તંબુર લઇ ગાવા લાગ્યા. ન ણદાસે હાથમાં તંબુરો લઇ તેના ઉપર હાથ નાંખ્યો લાંબો સુર ઢયા અને ભિક્ષારી મંજીરાં લઇ સાથે ગાવામાં સામેલ થયો, અને મંજીરાને એવી છટાથી ફેરવવા લાગ્યો કે સર્વ બેઠેલાં માણસો ચકિત થઇ ગયાં.

## ભજન–મીરાબાઇ

નહીંરે બાંધુંરે, રાણા નામ નવ જાણું ભાઈ
પરણી મારા પ્રીતમની સંગાથ (૨) બીજાના મીંઢળ નહીંરે બાંધું
ચાર ચાર જુગની રાણા ચોરીઓ ચીતરાવું ભાઈ
એ રૂડા માંડવ હેઠ (૨) બીજાના મીંઢળ નહીંરે બાંધું.
ધર્મના ધોરીઓને,૧ પંથ જાનૈયા ભાઇ
ભગતણી જાંદરણીનો સંગાથ (૨) બીજાના મીંઢળ નહીંરે બાંધું
કરણીનો તોરણોને મનની વરમાળા ભાઇ
વરત્યાં વરત્યાં ચોરી મંગળ ચાર (૨) બીજાના મીંઢળ નહીંરે બાંધું
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
પરણી મારા રઘુવરની સંગાથ
પરણી મારા ગીરધરીઆની સાથ બીજાનાં મીંઢળ નહીંરે બાંધું.

ભજન પુરું થયું. ભકતજનો ભજનથી ઘણાજ પ્રફુલ્લિત થયા. માંહેથી એક ભકત બોલ્યા કે મહારાજજો, કૃપા કરી આપની અમૃત તુલ્ય વાણીનો પ્રવાહ રેલમ છેલ કરો કે હમો તેમાં નાહી અમારા પાપનો ક્ષય કરીશું. કૃપા કરો.

આ વાકયો સાંભળતાંજ તુંબરનો રણકાર વાધ્યો અને ભજન સાથે મંજીરાનો નાદ પણ વધ્યો.

" શુંરે કરવું છે રાણા મારે તરવું છે રે
" હીરા માણેકને મારે શું રે કરવું છે.
હીરના ચીર મારે કામ ન આવે રાણા

---

(૧) ધોરીઓ = બળદ.

ભગવી ચીંધડીઓ પ્હેરી મારે ફરવું છે રે.—હીરા માણેક.
મ્હેલને માળા રાણા કામ ન આવે મારે
જંગલ ઝુંપડીએ ફરીને મારે ડરવું છે રે.—હીરા માણેક.
તાંબા પીતલના લોટા, કામ ન આવે મારે
કડવી તુંબડીમાં પાણી મારે પીવું છે રે.—હીરા માણેક.
સોના રૂપાના ઢોલીઆ કામ ન આવે મારે,
પૃથ્વી પલંગપર મારે પોઢવું છે રે.—હીરા માણેક.
મોતીની માળા મુજને કામ ન આવે રાણા
તુળશીની માલા પ્હેરી મારે ફરવું છે રે.—હીરા માણેક.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
પ્રભુને ભજીને મારે અમર કર કમખો પહેરી મારે તરવું છે રે
હીરા માણેકને મારે શું રે કરવું છે.

ઉપર્યુક્ત ભજનોથી ભક્તોના હૃદયોમાં મીરાંબાઇની ભક્તિ વિષેની દઢતા જોઇ પ્રભુ પ્રેમની લીલાનો સાગર ઉછળવા લાગ્યો. મંડળી થોડીવાર શાંત રહી તેટલામાં તો એક યુવક સદ્દગુરૂને શોધવા માટે અને ભવસાગરની નાવરૂપ ગુરૂવડે તરી પાર ઉતરવા માટે નીચે પ્રમાણે ઉદ્દગારો કાઢી શ્રોતાઓના તેમજ મહારાજોના મન રંજન કરવા ધાર્યું. તે ભજન બોલવા લાગ્યો.

ભવ તરીએરે જુગથી શાને ડરીએરે,
ભક્તિ નૌકામાં બેસીને ભવ તરીએજી.
ધર્મ ને ધૈર્ય વિણ કો કામ ન આવે,
સત્ય સુકાનીવડે પાર ઉતરીએરે. ભક્તિ નૌકા.

કામ ને ક્રોધાદિ કો, કામ ન આવે
મન માંહેથી તેને દૂર કરીએરે. ભક્તિ નૌકા.
જુઠો જંજાળી સ્નેહ જે કામ ન આવે
અંતકાળે ચીતા માંહી પોતે ઠરીએરે. ભક્તિ નૌકા.
દાસ બટુકજી તુજને પ્રેમે પરખાવે
મોહને છોડી, તારા મનડાને બોધી જીવડા
પાર ઉતરીએ. ભક્તિ નૌકા.

ભજનથી સાધુઓને તેમજ મંડળીને ઉંડી અસર જણાઇ, અને મંડળી વીખરાઇ ઘેર ગઇ. સાધુઓ હવે વાતોના તડાકા મારતા બેઠા.

ઘોર અંધારી રાત્રે તે મઢુલી નજીક એક માણસ કૃષ્ણ વસ્ત્ર પહેરી ઝાડની છાયામાં ઉભો હતો. પોતે આત્માનો ઉદ્ધાર કરવા માટે પ્રભુ પરાયણ થવાના ઉત્તમ માર્ગો શોધવા માટે પેલા સાધુઓ સમીપ જઇ પોતાનું કલ્યાણ કરવા ઇચ્છતાં પહેલાં તેની પુરી ચિકિત્સા કરવા સારૂ સંતાઇ તેઓની શાંતિની વાતો કઇ દિશામાં વહન કરે છે તે સાંભળતો બેઠો. આજ સુધીના પરિચયથી તો પોતે તેઓને ઉત્તમ સાધુજ માનતો હતો. છતાં પણ તેઓના વિચારો કેવા છે તે સંપૂર્ણ જાણી લઇ પછીજ પોતે ગુરૂ કરવા માટે ઉત્કૃષ્ટ ધાર્યું. પોતે ભજન ગાઇ ઘેર જઇ વાળુ કરી તુરતજ પાછો ફર્યો હતો એટલે મહારાજો પણ પૈસાની ગણત્રી કરતા કરતા વાતોના તડાકા મારતા હતા. માંહેથી રામચરણદાસ બોલ્યો કે અલ્યા બિહારી ! જો કે હવે આપણે ત્વરાથી નીકળી જવું જોઇએ. કહ્યું છે કે “ અતિ લોભ તે પાપનું મૂળ ” માટે જે કાંઇ સંચિત ધન હોય તે લઇ આપણે પલાયન કરી જવું જોઇએ. જો કદાચ લોકોના જાણવામાં એમ

આવશે કે આ સાધુઓ કૃત્રિમ વેશધારી છે તો પછી આપણે શું કરવું? નાહક માર ખાવો પડશે અને સરકારને ત્યાં પણ આપણને વગર ભાડાનું સ્થાન બીન તકરારે મળશે. હમણાં તો લોકોના જાણવામાં એમ છે કે ખરેખર આ કોઇ ચમત્કારી સાધુ છે. જેથી આપણને આ ધન પ્રાપ્ત થયું તો તેમાં સંતોષ માની લેવો જોઇએ. લોકો કોઇને ભિક્ષા આપે એમ તો નથીજ છતાં તે લોકો પાસે આપણે આટલું મેળવ્યું તે પેલા ચમત્કારનીજ પ્રાપ્તિ છે એમ માનવું. જો કદાચ એ કામમાં ઢીલ કરશું તો ફજેતી થશે હો ?

કાંઇ નહીં, ફીકર નહીં, અલ્યા રામચરણ તું તો ઘણોજ બીકણ દેખાય છે, આ વખત કાંઇ ફરી ફરી મળનાર છે? ખાવાની મઝા, બેસવાની લહેજત અને પૈસા પ્રાપ્ત કરવાની એક હકુમત, શું આપણે કાંઇ ઓછા છીએ! હું કાલ પરમ દિવસે જઇ નાણાંની વ્યવસ્થા કરી આવીશ. જેથી છોકરાંઓ પણ રાજી થશે. અને આ બંદાઓ તો મઝા ભોગવતા અહીં પડયા રહેશે. શું સમજ્યા? છાતી ઠોકી ભમર ચઢાવી કાંઇક મંદ હાસ્ય કરતા બિહારીએ કહ્યું.

રામચરણ—હા! મઝા ભોગવી, ભોગવીએ છીએ એ પણ ખરૂં છે. છતાં કોણે દીઠી કાલ. કાલે આપણને શું થનાર છે તે તને યા મને ખબર નથી અને વળી ખોટો વેશ કાઢયો એને માટે તો મોટી બીક છે. જો કદાચ પકડાયા તો હાંસીપાત્ર થઇ મનુષ્ય જન્મની જે કાંઇ મહત્તા છે તે ગુમાવીશું માટે સમજ.

" એ તમારી શિખામણ તમારી પાસેજ રાખો હમારે તે કામની નથી. જોઇશું બે અઠવાડીઆં પછી. પણ હમણાં તો સુખેથી નિદ્રાધીન થાઓ." ઉઠતાં ઉઠતાં સુવા જતાં પહેલાં કહ્યું.

પાઠક ! "પાપનો ઘડો જ્યારે ભરાય ત્યારે આપોઆપ ફૂટે-ઉભરાય-જણાય છે. તેમ એક મુમુક્ષુ જીવ પોતાની કાયાનો ઉદ્ધાર કરવા માટે પેલા બગલા ભગતો સમીપ આવ્યો હતો. તેણે આ બધી વાતો એક ચીત્તે સાંભળી. અને મનમાંજ ઉદ્ગાર નીકળ્યો કે અરે પ્રભુ ! શા માટે આવા ઢોંગી ધુતારાઓને સખ્ત શિક્ષા કરતો નથી. એવા ઢોંગીઓથી જગતમાં તારા વાદમાંજ મગ્ન રહેનાર તારા ભક્તોનું શું થશે ? અરે તેનો અનાદર થશે તે તારોજ અનાદર થયો સમજ. શું તારા ભક્તો તને વ્હાલા નથી ? તને વ્હાલા છે તું ભક્તોના હૃદયમાં નિવાસ કરી રહેલો છે. છતાં આમ કેમ ? સત્યને નામે સત્યાનાશ વળશે માટે હવે મારે શું કરવું ? ઉત્તમ રસ્તો એજ છે કે એ લોકોને સખ્ત શિક્ષા કરવી કરાવવી. મારી કાયાનો ઉદ્ધારતો ઉભો છે પણ આ વેશધારી બાવાઓની કાયાનું કલ્યાણ પહેલું ઇચ્છવું એજ માર્ગ ઉત્તમ છે કે કોઇ પણ એવી વ્યક્તિઓ દુનિઆમાં હોતી નથી કે પ્રભુ તરફની કુદરતી કળામાં ફેરફાર કરી શકે ! પોતે વિચાર કરી પાછો ફરવા જાય છે એટલામાં મહારાજની મઠુલી નજીક એક શ્વાન તેઓની ચોકી કરતો હતો તેણે પેલા યુવકને જોઇ ભસવા માંડયું. વૃક્ષ તળે પગ સંચારથી પાંતરાંઓનો ખડખડાટ અને કુતરાનું ભસવું સાંભળી મહારાજો એકદમ બ્હાર આવી પહોંચ્યા. પેલા યુવકને જોતાંજ બોલ્યા કે ભાઇ આટલી રાત્રે તમે અહીં ક્યાંથી ? પેલા યુવકે સમયસૂચકતા વાપરી જવાબ દીધો કે મહારાજ ! મારે ત્યાં કાલે આપને ભોજન કરવાનું છે, જેથી રહવારે આપ પધારજો. એમ કહી યુવકે રસ્તો લીધો, અને મહા-રાજો પોતાનું પોગળ હવે અલ્પ કાળમાંજ બ્હાર પડશે આમ

વિચાર કરતા કરતા મઢુલીમાં જઇ ઠાકોરજી, અને પરચુરણ સરસામાન લઇ પલાયન કરી ગયા.

પેલો યુવક ચુપકીથી ઘેર જઇ વસ્ત્રો ઉતારી નાંખી પોતાનાં પટેલના ઘર તરફ ચાલ્યો. રસ્તામાં પોતાનો એક ભાઇબંધ મળ્યો તેને પણ સાથે લીધો અને પટેલને ત્યાં ગયા. બારણે વેઠીઆઓ સુતા હતા તેને જગાડયા. ઘરનું બારણું ઠોકયું અને પટેલને ઉઠાડયા. અને જે બગલા મહારાજોએ વાતોના તડાકા ઉડાવ્યા હતા તે જણાવ્યા. આ સાંભળી પટેલ જરા વિચારમાં પડયો કે, એક આંધળાને દેખતો કર્યો અને પેલા ભક્તને વાંઝીઆમેણું ટાળી પુત્ર પ્રાપ્ત કરાવ્યો-આપ્યો—જે હજી પારણામાંજ ઝુલે છે. તો આ યુવકની વાતો સાચી માની મહારાજોની કાંઇક પરીક્ષા કરવી કે કેમ તે મને સુઝ પડતું નથી. આમ વિચાર કરી યુવક પ્રત્યે બોલ્યો કે, ભાઇ તમારી બાબત તદન ખોટી છે કારણ કે એના ચમત્કારો તમારી નજર બ્હાર નહીંજ હોય. ભકતને વાંઝીઆમહેણું ટળાવનાર આજે એજ સાધુ—પ્રભુ છે. જેથી તમારી કથેલી વાતો મને સંશય ભરેલી લાગે એમાં કાંઇ નવાઇ નથી. અને તમને પણ લાગતું હશે કે ભકતને ઘેર આજે પારણું બંધાવનાર એજ મહાત્મા છે. તો મારે કેવી રીતે તેની પરીક્ષા કરવી? મને તો તેમ કરવું અઘટિત લાગે છે. માટે જાઓ સુખેથી સુઇ જાવ.

આ સાંભળી પેલો યુવક બોલ્યો કે પટેલ ! બેઅદબી માફ કરજો. કદાચ વધતું ઓછું બોલાય તો માફી આપજો. સાંભળો પરમાત્મા સિવાય કોઇ પણ માણસની એવી સત્તા નથી કે કુદરતી કળામાં ફેરફાર કરી શકે. એ તો કાઇ કાગનું બેસવું અને તાડનું પડવું,

એમજ થઈ ગયું છે. એ સાધુઓ નિમિત્તમાત્રજ છે. નહીં તો પ્રભુ જો વાંકો હોય તો એ બાવાઓ શું કરી શકે એમ છે? મારૂં કહેવું સાચું છે અગર જુઠું છે છતાં પણ તેઓની તપાસ આપને જાતેજ કરવાની જરૂર છે. મારો એવો આગ્રહ છે કે મારે તમને તેઓની છાની વાતોથી માહીતગાર કરી પછીજ મારી વાતને સાચી અગર જુઠી માની મારી વાતનો અનાદર કરશો તો હું રાજી થઇશ. પણ અત્યારેજ આપણે તે મઢુલી તરફ જઇ તેઓની તપાસ કરવી જોઇએ. જો કે મેં તેઓને કશી જાતની બ્હીક આપી નથી તેમજ વાત પણ ભોજનના નોતરાં સંબંધેજ કરી હતી એથી તેઓને વ્હેમ આવ્યો નહીં હોય અને નિદ્રાધીન પણ થયા નહીં હોય. ચાલો જલદી કરો કારણકે આપણે ત્યાં જઇ શું કરવું તે પણ ત્યાંજ વિચારીશું.

વિચાર કરી પટેલ ઉઠયા અને બે ત્રણ વેઠીઆ લઇ પાદર બ્હાર આવેલા સાધુઓના આશ્રમ પ્રતિ ગયા. મઢુલી પાછળ યુવક અને પટેલ લગભગ અડધો કલાક ઉભા રહ્યા પણ કાંઇજ જણાયું નહીં. જેથી યુવકે બારણું ઠોકયું પણ જવાબ મલ્યો નહીં. આથી ખૂબ જોરથી બારણું ઠેલ્યું ત્યાં તો દ્વાર ઉઘડી ગયું. અંદર ન મળે મહારાજો, ન મળે ઠાકોરજી અને ન મળે તેઓનો સરસામાન, તદન ખાલી જણાયું. યુવક તરતજ બોલી ઉઠયો કે પટેલ કયાં છે તમારા સાધુ? બોલો, અરે જુઓ કયાં છે? શોધો, તમારા પરમાત્મા તો ચાલ્યા ગયા! હજી તમને મારી વાતમાં શંકા પડે છે? પટેલ બોલ્યા, ખરેખર યુવક તને ધન્ય છે, તારી છાતીને પણ ધન્ય છે. એ લોકો ધુતારાજ હોવા જોઇએ, નહી તો અત્યારે શા માટે ચાલ્યા જાય. જો કદાચ તેં અત્યારે અહીં આવી તપાસ કરી નહીં

હોત તો શું એઓ જતાં રહેત? નહીં નહીં, પણ તેઓ સમજી ગયા કે હવે આપણો સપડાવાનો વખત આવ્યો છે, જેથી તે પલાયન કરી ગયા. આમ વિચાર કરી પટેલ અને યુવક ગામમાં આવ્યા.

ગામમાં યુવકોને ઉઠાડવા, ગામને જાહેર કરવું, ઢોંગીઓ પલાયન કરી ગયા તેની પૂર્ણ તપાસ કરવી, તે બાબત વિચારો કરવા. આ બધી કાર્યવાહીથી આખું ગામ નિદ્રાને તજી ઢોંગીઓની વાતો ચર્ચવા લાગ્યું અને મહારાજોનું પોગળ ઉઘડી ગયું.



# પ્રકરણ ૬ ઠું.

## “ સપડાયો. ”



ઓરડામાં તબલાં, સારંગી સાથે રાગનો આલાપ મનને ખુશ કરી નાંખે એવી રીતે થાય છે. અને પગની ઘુઘરીઓનો રણઝણાટ કાનને આનંદ આપી સંગીતમાં લીન કરે છે. છતાં કર્ણને સ્વાદ મળતાં આંખની કીકીઓ પોતાને અભાગી સમજી ત્યાં જઇ જોવા માટે ઉત્સુક થાય છે.

નાચ શાનો છે? કયાં છે? તે વિષે વિચાર કરવાની આપણને કાંઇજ હરકત પડશે નહીં. એ નાચ ઇંદીરાના ભુવનના દિવાનખાનામાં તેણે પોતાના યારોને લલચાવી, ફસાવી, ફંદે નાંખી, પૈસા કઢાવવા શરૂ કર્યો હતો.

વાંચનાર! આપણે બીજી તરફ દૃષ્ટિ ફેંકવાની જરૂર છે. કારણ કે આપણે પેલા પ્રવાસી પ્રવીણને જંગલમાં વાઘ નજીક બેસાડી આવ્યા છીએ તે તરફ નજર કરવી જોઇશે.

જંગલમાં પ્રકાશનું એકદમ બંધ થવું, કાળી શ્યામવર્ણી રાત્રિનું એકાએક ફાટી નીકળવું. પોતાને ઉપદેશ કરનારી:જગદંબાનું એકાએક અદૃશ્ય થવું, અને પોતાની જીંદગી બરબાદ થતી અટકાવનારી મહાદેવીનું એકદમ સ્વર્ગ તરફ પ્રયાણ જોઇ, એક વખતમરવા ઇચ્છતા મનુષ્યને આવાં અનેક પ્રકારનાં સુખો દેખાડી જીંદગી વાસ્તવિકપણે ગાળવા ઉપદેશ કરનારી મહાદેવીને ન જોવાથી તે અસાર સંસારની દરકાર

રાખ્યા સિવાય જંગલમાં આમતેમ ફરતો, બેસતો, ઉઠતો અને કોઇ વખત તે મહા માયાની મૂર્તિને ફરીથી જોવા માટે ગાંડા માફક દોડતો હતો.

થોડી ક્ષણ વિત્યા પછી પોતાના વિચારોથી તેણે મહાદેવીની આંતરિક સ્તુતિ કરી પોતે વિદ્યા સંપાદન કરવા માટે કાશી તરફ જવાની પ્રતિજ્ઞા લઈ, તેમજ પોતાની અંધ જ્ઞાતિને પણ અજ્ઞાનરૂપી અંધારામાંથી બ્હાર કાઢવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઇ ચાલવા માંડયું. થોડીવારે સદાની વેરણ એવી ક્ષુધા ઉત્પન્ન થઈ. જેથી તેનું મન આહાર કરવા માટેના વિચારોમાં ગુંથાયું. કૃષ્ણપક્ષની નિર્મળ રાતે થોડી ઘટિકા પછી ચંદ્રોદય થયો હતો. અજવાળું ઝાડોની અંતર વચ્ચે પડતું હતું. ઝાડની નીચે પકવ ફળો પડેલાં જણાઇ આવતાં હતાં. જેથી તત્કાળ ફળોનો ઢગલો કરી દેવીની પ્રાર્થના કરી પ્રાશન કરવા બેસે છે એટલામાંતો એક હાથમાં તંબુર લઇ કોઇ સાધુને પોતાની તરફ આવતા જણાયા. તુરતજ ઉભો થઇ સાધુ સામે જઇ પ્રણામ કરી પોતાની પથારી તરફ બોલાવી લાવ્યો. સાધુ બોલ્યો કે બેટા ! તું કોણ છે ? આવા ઘોર અરણ્યમાં શા માટે આથડે છે ? શું તને ધનની લાલસા છે ? અથવા તારૂં ઘરસૂત્ર ભાંગવાથી અત્રે પ્રાણત્યાગ કરવા આવ્યો છે ? જે કાંઇ તારૂં દુઃખ હોય તે કહે. આ પ્રશ્ન સાંભળી સામે બેઠેલા પ્રવીણે પોતાનો ઇત્થંભુ વૃત્તાંત જણાવ્યો અને શોકસાગરમાં ડુબ્યો હોય તેમ જણાયો. મુખ ઉપર ગ્લાનિ જણાઇ. પછી મહાત્મા બોલ્યા કે હે મુમુક્ષુ ! શોક કરવાનું કાંઇ પણ કારણ નથી. પ્રભુની મહામાયાની લીલા એવીજ છે. પ્રથમ સુખ દેખાડીને સુખ હરી લઇ દુઃખમાં સપડાવે છે એટલે તે આત્મા કોઇ પણ પ્રકારે પ્રભુનું સ્મરણ કરી શકતો

નથીજ. કોઇને ધનનું દુઃખ તો કોઇને પુત્રનું, તો કોઇને સ્રીનું, તો કોઇને શરીરનું દુઃખ, એમ દરેક જીવો દુઃખીજ છે. ઘણા અભાગી જીવો તો પરમાત્માને પણ છેતરવાની યુકિત રચે છે તે હું તને સાદા દ્રષ્ટાંતથી સમજાવીશ. કોઇ એક મુસલમાનને ત્યાં એક પુત્ર-જન્મ થયા પછી તે માણસ મરી ગયો, અને સ્રી અને તેનો પુત્ર એજ જણા કુટુંબમાં રહ્યાં. કોઇ એક દિવસ પુત્રને સખ્ત તાવ આવ્યો, અને તે છોકરાની માનો નિશ્ચય થયો કે મારો પુત્ર બચવાનો નથી. જેથી તેણે પુત્રના ખાટલા નજીક જઇ તે સાંભળે એમ પ્રતિજ્ઞા લીધી કે " હે ખુદા ! મેરા લડકા જો અચ્છા હો જાવે જબ તેરેકું એક બાદલ જેસી રોટી ચઢાઉંગી." આ સાંભળી પેલા છોકરાએ કહ્યું કે "અમ્મા ! તું બાદલ જેસી રોટી બનાનેકે લીયે એ બનાનેકા પાત્ર કહાંસે લાયગી ?" તેની મા બોલી કે દીકરા ! તું સાજો થઇ જશે એટલે પછી આપણે એ વાતજ વિસારી દઇશું. મેંતો ખુદાકું ફોસલાતી હું.

બેટા ! નારાયણ કેમ છેતરાશે ? તેને છેતરવા જતાં પોતેજ છેતરાઇ ખાડામાં પડે છે. જેથી પ્રભુના ઉત્પન્ન કરેલા સર્વ ભૂતોમાં પણ તેનોજ વાસ છે-સર્વમાં તેજ વ્યાપીને રહેલો છે. માટે તેઓના ઉપર દયા રાખ અને તારી અંધ જ્ઞાતિ જે હમણાં જ્ઞાનથી વીમુખ છે તેને સુધારવા દ્રઢ પ્રતિજ્ઞા કર. તારી જ્ઞાતિનો તારે ઉદ્ધાર કરવો, એમાંજ તારૂં શ્રેય સમાયલું છે. જ્ઞાતિનો કોઇ પણ અભાગી જીવ ફીટકારી ભીખને છોડી સ્વકર્મમાં મચી રહે તેમ કર. પણ સાંભળ. પ્રભુની ભકિત વિના આ જીવન વ્યર્થ ગણેલું છે. ભલે માયાની જંજાળમાં હરધડી તેનું સ્મરણ ન થઇ શકે તો કહ્યું છે કે,

"આધીમેં આધી ઘડી, આધીમેં પુની આધ,
"તુલસી હરકા સ્મરણુ કરલે, કટૈ કોટી અપરાધ."

જેથી આપણે પણ આજે તેનું થોડી ઘડી ગાન કરી તેને રીઝવીએ. અરે ! પેલી કૃષ્ણને માટે ઘેલી થએલી વ્રજ વનિતાઓ, ગોકુળ તજીને પ્રભુ મથુરાં જઇ રહ્યા તે માટે શા શા ઉદ્દગાર કાઢે છે? તે પ્રેમઘેલી તેના પ્રેમમાં ભાન ભુલેલી ભિખારણ જેવી ભોળી બાલિકાઓ શા ઠપકા આપી રહેલ છે?

રાગ સોરઠ.

"નહીં આવેરે નાથજી નહીં આવે,
"હાંરે એને મથુરામાં મોહની નાર, ગોકુલ કેમ ભાવે.—ટેક.
"પહેલો હુતા ગોવાળીઆેને, હવે (થયો) મથુરાંનો રાય,
"કહો બાઇ ગોકુલ કેમ ગમેરે, એને નીત નીત દોહવી પડે ગાયરે.
નાથજી નહીં આવે.

પ્રેમીલી મહીલાઓ કેવો ઠપકો આપી કહે છે અને વધુને વધુ ઠપકો આપતી ગાતી જાય છે કે,

"મથુરાં નગરીમાં શાલદુશાલા, નાના વિધના વાગા,
"ગોકુલ મેલી નાશી ગયારે, કાળી કામળી આેઢવાને ધાગારે.
નાથજી નહીં આવે.

કેવાં વાગ્બાણો મારે છે ! છતાં તેણીઓને પુરી તૃપ્તિ થતી નથી. અને અદેખાઇ આવતાં કુબજાને વ્હાલી ગણી તેણીઓને વિસારી જેથી કહે છે કે

"કંસરાયની દાસી કહાવે, ખુંધીને વળી ખોડી,
"કાળો કહાનને કાળી કુબજા, સરખે સરખી મળી જોડીરે.—નાથજી.
"વૃંદ્રાવનની કુંજ ગલનમે, હરીએ રમાડયાં રાસ,
"નરસંઇના સ્વામી મેલી ગયા, હવે કરીને ગયારે નિરાસ.—નાથજી.

તંબુરાનો તાર જરા ઝંખવાયો થયો, મંજીરા પણ તેની સાથેજ અટક્યાં. પેલો બિચારો પ્રવીણ તો સ્તબ્ધ બની ગયો. પછી એકાએક બોલવા લાગ્યો કે "પ્રભુના ગુણના રસનું પાન કરો અને પેલી પ્રેમઘેલુડી ગોપિકાઓનો પ્રેમ કેવો હતો તેમાં તરફ નજર કરો, પ્રભુપ્રેમમાં મશગુલ બનો, તલ્લીન થાઓ." બસ બસ કૃપાનાથ ! વળી બીજું પણ પ્રેમીલી ગોપિકાઓનું પ્રેમ ભરેલું ભજન સંભળાવી કૃતાર્થ કરો. પ્રવીણનાં ભાવિક વચનો સાંભળી સાધુએ પાછો તંબુરપર હાથ નાખ્યો અને ભજન વાગ્યું. બેટા સાંભળ, ગોપીઓએ ઓધવજી સાથે સંદેશો મોકલ્યો કે,

"હારે ઓધવજીરે અમ સાથે, છલ કીધાં છોગાળે,
"વેધ્યાં વચને પ્રાણ હમારા પેલા કપટી કાનુડે કાળે.
"મીઠું બોલી મોહ ઉપજાવી, એવું અમે નવ જાણ્યું,
"છળ કરીને ગયા છે વ્હાલો, હમ સાથે જુઓ તાણ્યુ—છળ કીધાં.
"તમ સારૂ શામળીઆ વ્હાલા, કુળ મરજાદા લોપી,
"સેવક સરવે આનંદ પામ્યા, પેલા ગીરધરીઆની ગોપી—છળ કીધાં.
"સુખના સાગર વહી ગયા, હમારે દુઃખના ડુંગર વાધ્યા,
"એવું તમારા મનમાં હતું તો, શા માટે સમ ખાધારે—છળ કીધાં.
"પ્રેમતણા પ્રણામ હમારા, પ્રીતે પ્રભુને કહેજો.
"રાજેના સ્વામી અંતર જામી, સમસ્યામાં સમજીને લેજો. છળ કીધાં.

ભજન બંધ થયું. બન્ને જણે ફળ પ્રાશન કરી પ્રવીણને આશીષ દઇ મહાત્મા વિદાય થયા. તે ગયા પછી વિચારમાળાના મણકા ફેરવતો ફેરવતો બેઠો હતો ત્યાંથી ઉઠયો અને ચાલવા માંડયું. રસ્તે ચાલતાં પોતે પરમાર્થી જીવન ગાળવા—બીજા લોકોને દુઃખી

એક તેમાં ભાગ લઇ તેઓએ બચાવવા માટે મોઢેથી મનમાં ને મનમાં ગણગણતો ચાલ્યો અને વળી જરા સંગીતે પણ તે વિચારમાળામાં જગ્યા લઇ સુર કાઢવા માંડયો કે,

"આજ મૂઢ અજ્ઞાની આત્મા, આ કાયા નહીં તારી—પ્રાણીઆ.
"જાણુ તે તો જરૂર જશે વળી, તારી જે ધર નારી ,,
"આ માટે ઘેલુડેલા રાખી, કરવાં સ્વાર્થી કામો ,,
"ક્ષણભર જીવત આ જગતમાં, વ્યર્થ બાંધે તું ધામો ,,
"ધર્મ પુંજને પરહસે પાપી, પાપ પુંજમાં ધાયો ,,
"ધૂળ બરાબર પાપ પુંજને, નાખ્યો નીજમાં પાયો ,,
"જાગી જો તું આ અવનીમાં, મહા કર્મવીર ગાંધી ,,
"સત્ય શોધીને જીંદગી સર્વ, પરોપકારી થઇ સાંધી ,,
"એવા નરને નિહાળી તું તો, જા પ્રભુપર વારી ,,
"કર કળીમાં પરમાર્થી જીવન, (તો) જાએ બટુક બલીહારી ,,

ધન્ય છે મહાત્માશ્રી ગાંધીને કે જેણે પોતાની સઘળી જીંદગી પારકાને માટે અર્પણ કરી છે તો હું પણ મારી જ્ઞાતિને અધમ ભીખમાંથી બચાવી પોતાના કર્ત્તવ્યો સમજી તેઓની જીંદગી સુખમય ગુજારે અને ભીખને છોડે એમ કરાવવા આ સ્થળે દ્દઢ પ્રતિજ્ઞા લઉં છું" એવા અનેક તરેહના વીચાર માળાના મણકા ફેરવતો ફેરવતો જંગલ વટાવી એક શહેરમાં આવી પહોંચ્યો. ધર્મશાળાની ખોળ કરતો ચાલ્યો જતો હતો એટલામાં એક લીંબ વૃક્ષ નીચે ઓટલો હતો તે ઉપર જરા વિશ્રાંતિ માટે બેઠો. થોડીવારમાં સામેના સુંદર મકાનના ઓરડામાંથી ગાયન સંભળાયું કે,

"ગાડી મોરી રોકો ન આજ કે રસીઆ,
"ગાડીમાં બેઠે મુજકું પ્યારા જોગી,

"જાઉં જમુનાના પીલાહિં કે રસીઆ.
" ... ...
" ... ...
"ગાડીમાં બેઠે મોરે તબલાં બજાવે
"ગાનેવાલે હુશિઆર–કે રસીઆ.

સારંગીઓ સાથે તબલાં પણ પૂર જોસમાં ચાલી રહ્યાં છે. ગાયન ઉપરા ઉપરી છૂટયાં અને પ્રવીણ પણ તે એટલા ઉપર સંગીતમાં મશગુલ બની નિદ્રાધીન થઈ ગયો.

પેલા ગુણિકાગૃહેથી ઈંદીરાના ઇશ્કી યારો ચાલ્યા ગયા. અને ઈંદીરા તેમજ તેની દાસી રાધા બન્ને જણ વાતો કરવા લાગ્યાં. દાસી બોલી કે બાઇસાહેબ જો તમો મનમાં ખોટું ન લગાડો તો આજે ઘણા દિવસની મારી ઉમેદ પુરી કરૂં. કારણકે મને રાત દિવસ કોણ જાણે શું ચિંતા થયા કરે છે, તે જણાવું. આ સાંભળી ઈંદીરા બોલી કે બોલ. કહે, . શું કહે છે? રાધાએ કહ્યું કે બાઇ સાહેબ! કહો આપ મુવા પછી તમારૂં એકઠું કરેલું ધન શા ખપનું? તમારો ગણિકાનો અવતાર સર્વજનો અધમ ગણે છે અને અધમજ છે. કારણકે દરરોજના નવા નવા યારો સાથે રતિવિલાસ માણવો એ શું સ્ત્રીનાં લક્ષણો છે? જગતમાં સ્ત્રીને એકજ પતિ હોવો જોઇએ અને તેની સેવા કરવાથીજ સ્ત્રી પતિવ્રત્તા ગણાય છે, અને પ્રભુ દ્વારે પણ જાય છે. પણ તમારો અવતાર હવે પછી શાનો આવશે તે મારાથી કહી શકાતું નથી. બ્હેન, રીસ લગાડશો નહીં. તમારા જેવીજ ગુણકાને પ્રભુએ ભવજાળમાંથી તારી છે તો તમો આવાં સમજણવાળાં થઇને મૃત્યુના જીવોને યાર તરીકે ગણોછો તેના કરતાં ભક્ત મીરાંબાઇની માફક પ્રભુને વરી અખંડ હેવાતણ રહે એવું કરો. મારી આટલી તો વિનંતી છે કે બ્હેન આ નીચ ધંધો

છોડી પ્રભુમાં મશગુલ બનો. યારને ખુશ કરવા કરતાં પ્રભુને ખુશ રાખવા ઉત્તમ ગણું છું. અને તેમ કરવાથી તમારો જે પાપ પુંજ હશે તે બળી તમને ઉદ્ધારશે. તે અધમ ઉદ્ધારણ છે. માટે તેમ કરવા પ્રયત્ન કરશો તો તમારૂં કાંઇક અંશે કલ્યાણ થશે. હું તો સ્હવારે તમારે ગૃહેથી ચાલી જઇશ, આટલું બોલી રાધા મૌન રહી. ઉપલાં વાક્યો એકચિ-તે સાંભળી ઇંદીરાને કરેલાં પાપનો પસ્તાવો થયો અને દડદડ આંસુ પાડતી બોલી કે રાધા! હવે મારે શું કરવું? મારાં પાપો ઘણાંજ છે જેથી પ્રભુ તેની માફી કેમ આપશે? પ્રભુ, પ્રભુ, હવે આપણો આરો નથી. આ સાંભળી રાધા બોલી કે બ્હેન, શોક મા કર, પ્રભુ પતીતપાવન છે. તારાં સર્વ પાપોથી તે મુક્ત કરશે. તેનું જ રટણ કર અને એક સ્વામી શોધી તેના ચરણ તળાસી પતિવ્રત આચાર કે જેથી તેને લીધે તું પણ સુખી થઇશ. અને આ ધન તારે શા ખપનું છે? હા બ્હેન એમજ કરીશું. માટે કોઇ સદ્ગુણી સ્વામી શોધી મારી કાયા તેને અર્પી તેનીજ પુજા કરીશું. આમ વાતચીત કરી નિદ્રાવશ થયાં. પ્રાતઃકાળ થયો. દાસી વ્હેલી ઉઠી ઝરૂખે આવી જુએ છે તો પ્રવીણને લીંબડા તળે સુતેલો જોયો. તેનું મુખારવિંદ જોતાંજ ઇંદીરા તરફ દોડી જઇ કહ્યું કે બ્હેન તમારી દાદ પ્રભુએ સાંભળી છે અને તમારે માટેજ કોઇ સદ્ગુણી સાધુ જેવો દેખાતો પુરૂષ આપણે બારણે સુતેલો છે. દાસીને હુકમ કર્યો કે જા, તેને જલદી મહેલની અંદર બોલાવી લાવ. મારૂં સર્વસ્વ તન, મન, અને આ 'સઘળું' ધન અર્પણ કરૂં. આ સાંભળી રાધાએ પ્રવીણ પાસે જઇ તેને જગાડ્યો, અને તેને ભીંચચિત્ર દેખાડી, ફોસલાવી, પટાવી, મહેલ અંદર લાવી ઇંદીરાને સોંપ્યો; જોયું, પ્રવીણપંથી ઇંદીરાગૃહે ફસાયા છે.

# પ્રકરણ ૭ મું.

## "બાવાઓની અધોગતિ"

ગીતિ

"વેશ પલટી વિચરે, જગમાં જણાવા મોટારે મહાત્મા,
"આખર પોગળ ફૂટે, ફજેત થઇને પસ્તાયે આત્મા.




સવાટા મારતી રાત કાળી પિછોડી ધારણ કરી રણઝણાટ કરતી મંદ ગતિથી ચાલી જાય છે ગામમાં મનુષ્યો સિવાય કોઇ પણ પશુ પક્ષીઓં જાગ્રત અવસ્થામાં નથી. સર્વ કોઇને નિદ્રાએ ઘેરી લીધાં હતાં એવી કાળી રાત્રે આ પાંચ સાત ઘોડાઓ અને માણસો ધબડધબડ કરતા ધસમસતા ક્યાં જાય છે?

પ્રિય વાંચક! વેશધારી બાવાઓની પૂર્ણ તપાસ કરવા માટે પેલો યુવક તથા પટેલ અને બીજા કેટલાક યુવકો પાંચ સાત ઘોડે સ્વાર અને બીજા પગે ચાલતા જંગલ પ્રતિ જાય છે.

પેલા ઢોંગી બાવાઓ ઠાકોરજીને ઝોળીમાં પધરાવી, ઝોળી ખભે ભેરવી નાશી આવી પાસેના જંગલમાં ભરાયા હવે કોઇ જાતની ફીકર ન હોય તેમ નિશ્ચિંતપણે બોલ્યો કે સમજી જો હવે અહીં કાંઇપણ ભો નથી છતાં માણસો તપાસ કરતાં કરતાં આવી પહોંચે તો શું કરવું? ભય ભારે છે. જો કદાચ પકડાયા તો મહા ફજેતી છે, જગતમાં ફીટકારા થઇ વગર ભાડાની કોટડીમાં આપણો વાસ થશે માટે સાવચેત રહેજો.

રામ—તારી સોબતમાં હું ક્યાં આવ્યો કે તારે લીધે મારે પણ મહાકષ્ટ ભોગવવું પડશે ?

બિહારી—પૈસા એકઠા કરતા હતા ત્યારે તમને સારૂં લાગતું હતું. અને હમણાં મારો વાંક કાઢો છો ? તે શું વ્યાજબી ગણાય ?

રામચરણ—એ પૈસા ધૂતીને ભેગા કરેલા છે તે કાંઇક અવળે માર્ગેજ જતા રહેશે.

બિહારી—ક્યાં જવાના હતા ? આપણે વાપર્યા સિવાય ક્યાંય જશે નહીં. હું તો અહીંથી ઘેર જઇ ફક્ત એ પૈસાને લુગડાં લત્તાં અને દાણો ખરીદવામાંજ વાપરીશ.

રામચરણ—એ તારી વાત તદ્દન જુઠી છે. હવે અહીંથી સાંગોપાંગ ઘેર જવું એ અશક્ય છે. હવે હરિ કંઇ દયા કરે તો છુટીએ અને ફરીથી આવો ધંધો કરીએ નહીં. પણ મહેનત કરી પૈસો પેદા કરીશું.

બિહારી—હવે આટલી રાત્રે એ લોકો આપણી શોધ કરશે નહીં. જો કદાચ મઢુલી તરફ આવી જોશે તો આપણને ત્યાંથી નાશી ગયેલા જાણી તેઓ ઘેરે જઇ નિદ્રાધીન થશે. પણ આ વગડામાં આવશે નહીં.

રામચરણ—તું તો ઘેલો થયો છે એ લોકો રાત દિવસ આ જંગલમાં ફરનારા છે. એટલે તેઓ જાણશે કે મહારાજો પાસેના જંગલમાંજ ભરાયા હશે જેથી તેને પકડવા જોઇએ. માટે સાવચેત રહેવાની જરૂર છે.

બન્ને જણા વાતોના તડાકા મારી રહ્યા છે. અને આસપાસ ઝીણી નજર કરી જુએ છે કે રખેને કોઇ આવશે. હવે પેલો યુવક તથા પટેલ સાથેનાં માણુસો ઝપાટાબંધ જંગલમાં આવી પહોંચ્યા પેલો યુવક કે જે ઘોડા ઉપર બેઠો હતો તેણે એક વૃક્ષ તળે બે વ્યક્તિઓ જોઇ પટેલને તથા માણુસોને ત્યાંજ ઉભા રાખી પોતે ઘોડા ઉપરથી ઉતરી પેલા વાતો કરતા જણાતા માણુસો તરફ ગયો. જતાં જતાં પોતે પટેલને સાવચેતી આપતો ગયો કે હું જો કાંઇ સંજ્ઞા કરૂં તો તુરત દોડી આવી તેઓને ઘેરી લેજો આમ કહી વૃક્ષની થડમાં તેઓ ન જુએ તેમ પાછળના ભાગમાં ઉભો રહી તેઓની વાત સાંભળવા લાગ્યો. હવે તેને માલુમ પડયું કે બે માણુસોમાં એક કોઇ બાવો છે અને બીજી કોઇ સ્ત્રી છે. તેઓ વાત કરવા લાગ્યાં. મરદ બોલ્યો કેમ જમના, હવે કાંઇ ભય છે? જમના—ના, બાવાજી! તમારી સાથે જ્યારે ઘેરથી નીકળી ત્યારે ભય હતો, હમણાં નથી. પણ મારા સાસરીઆં તરફનો મને મોટો ભય છે. તેઓ ઘણાજ હોશિઆર માણુસો છે. જો કદાચ આ બાબત જાણી તો ખચીત આપણને શોધી કાઢે. જેથી હવે આપણે અહીંથી એકપર એક ગામ વટાવી બીજે સ્થળે જવું જોઇએ.

બાવો—અરે જમના! તારૂં સાસરૂં કયા ગામમાં છે, અને તારા સાસરીઆં તે કોણ માત્ર છે? ડરો નહીં. એમ કહી બાવાએ તેને પોતાના ઉછંગ ઉપર બેસાડી પછી જમના બોલી કે, બાવાજી આ પાસેના ગામમાંજ મારૂં સાસરૂં છે. અને મારો ધણી ઘણોજ હોશિઆર છે. તેમજ તે પટેલના કુટુંબનો માણુસ છે. અને મારા કાકાસસરા પટેલ છે તે પણ ઘણા ચાલાક છે. માટે આપણે અહીંથી નાશી જવું જોઇએ.

બાવાજી—કાંઇ ફીકર નહીં. ગભરા નહીં. (પ્રેમાલિંગન આપતાં બાવાએ કહ્યું કે) જમના! તેરા જન્મ સફળ હુવા કે નહીં?

જમના—મહારાજ હવે મને લાગે છે કે હું તમારા ચરણુ તળાસવાને માટે પવિત્ર થઇ છું. જે દિવસે તમોએ મને તમારી સમીપ રહેવા અને તમારી સાથે મને લઇ જવા કહ્યું હતું ત્યારથી હું તો માનતી હતી કે હું હવે પવિત્ર થઇ છું. મારો ધણી મને ઘણીજ ધમકાવે છે, અને કોઇ વખત મને ચાૈદમું રત્ન પણ ચખાડે છે. કામ પણ ખેતરમાં કરવા જવું પડે છે. જેથી તેનાથી કંટાળી ગઇ છું. તમો આવી ચઢયા તે ઠીક થયું.

આમ બન્ને જણા વાતોના તડાકા મારે ત્યાં તો તેઓને ભય ઉપજાવનારી કારમી સિસોટી થઇ. તરતજ ધડબડ ધડબડ કરતા પાંચ સાત ઘોડાઓ અને બીજાં પગે દોડતાં માણુસો આવી પહોંચ્યાં, વૃક્ષની ફરતા તેઓને ઘેરી ઉભા. યુવકની આજ્ઞા થતાંજ ઘોડા ઉપરથી ઉતરી બધાં માણુસોએ એકદમ આવી પેલાં બન્ને માણસોને પકડી લીધાં. તે બાવાને એક લઠ્ઠ જણાતા યુવકને સોંપ્યો અને પેલી સ્ત્રીને કૃષ્ણવસ્ત્રધારી બાવાઓનો કટ્ટા શત્રુ હતો તેણે હાથ નહીં ઝાલતાં પાછળ પાછળ ચાલવા કહ્યું. પટેલને કહ્યું કે આતો કોઇ બીજા વેશધારીઓ છે અને એઓ પણ પેલા હ્યારા જેવાજ છે. તમો અહીં જરા થોભો એટલે હું આ બન્નેને ઘેર લઇ જઇ ઉતારામાં મુકી જલદી પાછો આવું છું. એમ કહી પોતાનો ઘોડો લઇ પેલી સ્ત્રીને સાથે લઇ ગામ તરફ ગયો. રસ્તે જતાં પેલી સ્ત્રીને કહ્યું કે તમો મને ઓળખો છો? યુવકે કાળાય

વસ્ત્ર ધારણ કરેલાં હોવાથી એકદમ તો ઓળખી ન શકી પણ સાદ ઓળખ્યો એટલે બોલી કે તમો તો મારા દિયરજી જેવા લાગો છો ! યુવક બોલ્યો હા, પણ તમોએ આ શો ધંધો માંડયો છે ? હું શું કરૂં, મરૂં ? તમારા ભાઇ તરફથી મને સંતોષ મળતો નથી એટલે મેં આવું કર્મ કર્યું છે. એમ બોલી સ્ત્રી મૌન રહી. વાતચીત કરતાં કરતાં ઉતારે આવી પેલા બાવાને એક કોટડીમાં પુરી તાળું વાસી યુવકે કહ્યું કે ભાભી ! તમો પણ આ બીજી કોટડીમાં હમણા જરા બેસો. હું પાછો આવીશ ત્યારે તમને ઘેર લઇ જઇશ, એમ કહી તેને પણ ઉતારામાં પુરી જંગલ તરફ ચાલતો થયો.

યુવકની પટેલ રાહ જોતા ઉભા હતા ત્યાં તે આવી પહોંચ્યો, અને બોલ્યો, કાકા ! આજે "એક પંથ અને દો કાજ" જેવું થયું છે. પટેલ બોલ્યા કે એવું વળી શું થયું ? ચાલો હવે ગામમાં જઇએ ? તું મને શા માટે અહીં ઉભા રહેવાનું કહી ગામમાં જઇને વળી પાછો આવ્યો ? યુવક બોલ્યો કે તમે તેઓને ઓળખ્યાં નહીંજ હોય. પેલા આપણા ગામમાં જેવા ધુતારાઓ આવ્યા હતા તેવોજ પેલો માણસ પણ ધુતારો છે, અને આપણા નારણજીભાઇની વહુ જમનાને ફોસલાવી કયાંક નાશી જવા માગતો હતો. તે લોકોને આપણે પકડયાં છે તેથી હું ઘેર જઈ તેઓની વ્યવસ્થા કોઇ ન જાણી શકે તેવી રીતે ફરી પાછો આવ્યો છું. આ વાત સાંભળી પટેલને રગેરગમાં ક્રોધ વ્યાપી ગયો અને યુવક પ્રત્યે બોલ્યા, કે ભાઇ ! આપણી ફજેતી થશે માટે ગામમાં ચાલ. અને સારી રીતે કોઇ ન જાણે તેમ વાત દબાવી દઇએ, કારણ કે ઘર ફુટયું તેનું કર્મ ફુટયું.

વાચક ! અત્યાર સુધી યુવક કોણ હતો તેનાથી અજાણ હતા પણ પટેલના કુટુંબમાંજ તે માણસ હતો જેથી તે જમનાની સાથે જઇ કોઇ ન જાણે તેમ તેને ચુપકીથી ગામમાં મુકી પાછો આવ્યો હતો. યુવક બોલ્યો કે, તે બાબતમાં તમારે ગભરાવવાની કાંઇ પણ જરૂર નથી. હું એવી રીતે મુકી આવ્યો છું કે આ મારી સાથે આવેલાં માણસો પણ તે વાત જાણતાં નથી. પણ પેલા આપણા ઢોંગી ધુતારાને શોધી કાઢવા જોઇએ. તેઓ સમજતા હશે કે આ જંગલમાંથી આપણને કોઈ શોધી શકશે નહીં. પણ આપણે દરેક સ્થળે તપાસ કરવી જોઇએ. એમ કહી યુવક અને પટેલ જ્યાંથી ઉભા હતા ત્યાંથી મંડળી નજીક આવી જંગલમાં તપાસ કરવાની છે એમ કહી બધાં માણસો ખોળ કરવા મંડી પડયાં. દરેક સ્થાને જોઇ વળ્યાં પણ કોઇ પત્તો લાગ્યો નહીં. આખરે બધાં માણસોએ એકઠાં થઇ પાછા ઘેર જવા વિચાર કર્યો. પેલો યુવક નિઃશ્વાસ મુકી અંતરમાં બોલ્યો કે "અરે ! પ્રભુ ? આ માટે તેઓને હજી સુધી ખોટા ધંધામાં ઉત્સાહી બનાવે છે ? તેઓ એ રોજગાર મુકશે નહીં. કારણકે હરામનું મળે છે એટલે તો લોકો ધંધો કરતા નથી. માટે મને બતાવ અગર હું શોધી કાઢું એવી મને શક્તિ આપ કે તેઓને શિક્ષા કરી સન્માર્ગે ચલાવવા પ્રયત્ન કરૂં ! આગળ ચાલતો યુવક આ પ્રમાણે વિચારો કરતો ચાલ્યો જાય છે. તેવામાં તેની આંખ જરા બાજુ તરફ ઢળી જોતાંજ. કોઈ બે માણસો સામસામાં બેઠેલાં જણાયાં.

પેલા યુવકે દરેક જણને સમજુત કરી આસપાસ ફરી વળવા કહી પોતે પણ પોતાનો ઘોડો ચુપકીથી મારી મુકયો.

પેલો બિહારી જે કાગડા જેવો હતો તે ચેતી નાઠો અને જેવો તે નાઠો તેવોજ એકજણે એવો તો ડાંગનો સપાટો માર્યો કે બિહારી પડતો પડતો બચી નાઠો. બિહારી નાઠો એટલે રામચરણ-દાસ તો બેબાકળા થઇ આમ તેમ જોતા હતા કે બિહારી શા માટે એકદમ ઉઠી નાઠો ! થોડીવારમાં તેની આસપાસ કિલ્લારૂપે માણસો ઉભેલાં દેખાયાં. અને મનમાં વ્હેમ પડયો, તે સાચોજ છે, એમ ધારી નીચું જોઇ જેમ બને તેમ ખરૂં એમ વિચારતો બેઠો. તેની સામે આવી ઉભેલો યુવક બોલ્યો કે આપ કોણ છો ? જવાબ મલ્યો નહીં. એટલે પાસે જઇ હાથ ઝાલી ઉભો કરતાંજ મહાત્મા રામચરણદાસ દેખાયા. તરતજ તેને પકડી ચાલતા થયા; ગામમાં આવી રામચરણને પણ એક કોટડીમાં પુરી તાળું માર્યું. યુવકે બધા માણસોને રજા આપી, માણસો ઘેર ગયાં અને પટેલ ને યુવક બન્નેએ પેલી જમનાવાળી કોટડી ઉઘાડી તેને લઇ ઘેર ગયા. આટલી રાતે વહુ ઘેર આવી જાણી ઘરમાં ચર્ચા થવા લાગી જેથી પટેલે ધમકાવી તે વાત દબાવી દીધી, અને સૌ કોઇ નિદ્રાધીન થયા. અને પેલા બાવાઓ કોટડીમાં ચાંચડ માકણને પવિત્ર કરતા બેસી રહ્યા.

સ્હવારે પટેલ અને યુવક બન્ને જણાએ ફિતારે જઇ ગામલોકોને બોલાવી બાવાઓની જુબાની લખી લઇ વેઠીઆઓ સાથે થાણામાં પહોંચતા કર્યા.

---

# પ્રકરણ ૮ સું.

## કાશીમાં.

"જો મન નારીકું ઔર નિહારત, તો મન હોતહી નારી કુરૂપા,"
"જો મન કાહુ સુક્રોધ કરે પુની, તો મન હોતહી ક્રોધ સ્વરૂપા."
"જો મન માયાહીમાંય રટે તબ, તો મન બુડત માયકે કુપા,"
"સુંદર જો મન બ્રહ્મ બિચારત, તો મન હોતહી બ્રહ્મસ્વરૂપા."



ધર્મના પંથે ચઢેલો કાંઇક પૂર્વના દોષને લીધે પ્રવીણ પંથી ઇંદીરાના ગૃહે સપડાયો છે. ઇંદીરા એક વેશ્યા છે. તેને પણ ગુરૂરૂપી રાધાએ રાતના બરાબર સમજાવી મુકી છે. જે હવે પતિવ્રત માટે અને ધર્મપત્ની યાતો ગૃહિણી ગણાવા માટે—એકી પળે ટાંપી રહેલી છે. અને પ્રવીણને પણ મહાદેવી તરફથી એવો તો બોધ મળેલો છે કે જે બોધરૂપી જવાળો ઉપર ગમે તેટલી માયારૂપી વાદળીઓ ભલેને હરપળે વરસતી હોય તો પણ તે અગ્નિ બુજાય એમ ન હતું. ઇંદીરાના ગૃહમાં પ્રવેશતાંજ પ્રવીણ કળી ગયો હતો કે આ કોઇ ફસાવનારીનું મંદીર છે. જેથી હવે કેમ ઉગરવું ? તથા શા શા ઉપાયો યોજી કાઢી મહેલમાંથી બ્હાર નીકળવું ? આવી રીતના તરંગો ચાલી રહ્યા છે એવામાં વિચારતરંગને નાશ પમાડે તેવું મોટું મોજું (ઇંદીરા) આવી પહોંચ્યું.

ઇંદીરા આવી પ્રવીણના ખોળામાં માથું નાંખી નીચે પ્રમાણે બોલી કે "હે પંથી! નેત્રથી નીરખી જોતાં તમે કોઇ યોગેશ્વર જેવા યોગી યા સંસારથી કંટાળી જઇ ભેખ જો ધારણ કર્યો હોય તો હે પ્રેમ ભિખારી! આ દાસી તમારા ચરણારવિંદમાં મસ્તક મુકી તમારે શરણ થાય છે. આ સર્વસ્વ મારૂં ગણાતું સર્વ તમારૂંજ છે. અને તેનો ગમે ત્યાં ગમે તે પળે અત્યારથી વ્યવહાર કરવા તમને રજા છે. આ તન, મન, અને ધન તમારૂંજ છે. માટે મને ઉગારો યાતો મારો, તમારે શરણે છું." આમ બોલી ઇંદીરા મૌન રહી. થોડી ક્ષણ વીત્યા બાદ પાછી રાધા બોલી કે "હે સાધુ જેવા જણાતા યોગી છતાં હે ભોગી ભ્રમર! હંમેશને માટે આ દાસ તને રસ આપવા તૈયાર છે. જો તેમ છતાં તારી ધ્યાનમાં એમજ આવતું હોય કે આ વળી જંજાળમાં શા માટે પડવું જોઇએ? જો કદાચ એમ હોય તો હવે મારે તમને આ દેહ અર્પણ કરેલો છતાં સ્ત્રી હત્યા આપવી પડશે. હું અધમ છું; ગુણકા છું, વેશ્યા છું. પતીત છું. દુઃખી છું. આ સંસારસાગર તરવા માટે ગુરૂરૂપી હોડીથી વિમુખ છું. પતીરૂપી સુકાનીથી છેટે છું. તો આ સંસારસાગરમાં નૌકારૂપી આ હોડીના સુકાનપર ખેંચી પેલે પાર ઉતારવું એ તમારૂં કાર્ય છે. તમારી આજ્ઞા મારા શીર ઉપર ઉઠાવું છું. તમારા ચરણમાં આ શીર ભલે ડુબી જાય તોપણ આ મારાં ઉપલાં વાકયોમાં ફેરફાર થશે નહી, તેમજ જો એ બાબતમાં ઇનકાર જશો તો તરતજ આ ક્ષણભંગુર દેહને તમારી આગળજ સ્વધામ પહોંચાડીશ. અને તે સ્ત્રીહત્યા તમારે શીર ચોંટશે. માટે લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે કપાળ ધોવા ન જવું; તેમ છે. જેથી હે વંદનીય પંથી! તમારી ઇચ્છા હોય તેમ કરો.

થોડીવાર પછી પ્રવીણ બોલ્યો કે હે સ્ત્રી તેં જે બધી વિગત જણાવી છે તે તદન વ્યાજબીજ છે. પરંતુ હવે માયાની જાળમાં સપડાવું તે વાજબી નથી. તેમ છતાં હું પરણેલો છું. તેને પણ ત્યજવાનો છું તો પછી તને સાથમાં લઇ ક્યાં પડું ? આ માયા પરમાત્માથી વિમુખ કરાવનારી પિશાચિણી છે. તો તેથી અળગાં રહી મારે પરમપદને પ્રાપ્ત કરવું છે. જો તમારી એમજ ઇચ્છા હોય તો ભલે પ્રભુનું સ્મરણ કરો. અલખ નિરંજન ધણીનું ધ્યાન ધરો. તું અધમ છતાં પણ તેથી પ્રભુ તને ઉદ્ધારશે. હું પણ તેને મળવા માટેજ આ સ્થિતિમાં રહું છું અને તેના ગુણનું રહસ્ય સમજવા તેમજ પ્રાપ્ત કરવા માટે અત્રેથી કાશી જનાર છું. માટે તારી મરજીમાં આવે તે પુરૂષ શોધી તેની સાથે આ દુનિઆમાં વિહાર કર, મને ઇચ્છા નથી. તેમજ ઇચ્છા થશે પણ નહીં. આવાં કઠોર વચન સાંભળી ગુણિકા ઇંદિરા બોલી કે ઘેર ગંગા આવી છે તેને છોડી યમુનાને કાંઠે કોણ જશે ? મૂર્ખ મનુષ્યોજ એમ કરે છે. માટે હું તો તમને છોડનાર નથી ગમે તેમ કરો પણ મને ઉપદેશ આપી તમારી શિષ્યા કરો. અરે રાધા ? તું એકદમ દરજીને ત્યાં જઇ મારે માટે ભગવા રંગની કંથા લઇ આવ. આ મારા ગુરૂજી હવે ખોટી થશે નહીં. તેઓ યાત્રાર્થે જનાર છે. માટે ત્વરા કર. પોતાની બાઇસાહેબનું આ રીતનું બોલવું સાંભળી રાધા દરજી કને જવા માટે નીચે ઉતરી.

વિચારતરંગમાં ઝુલતો અને પીડાતો પંથી પ્રવીણ ઘણોજ ગુંચવાયો પણ હવે કેમે કરી છુટાય તેમ નહતું જેથી તેણે પોતાની દિવ્ય માતા તરફ પ્રાર્થના કરી કહ્યું કે હે જગદંબે ! શા માટે મને

આવા ભયંકર સંકટમાં નાંખી સતાવે છે ? જલદી આવો અને મને બચાવો. આ તમારો દાસ અત્યારે સંકટમાં સપડાયો છે. માટે ત્વરા કરજો નહીં તો હું ઉપદેશ નહીં કરીશ તો મારે કોટે નકકો વળગશે. પ્રાર્થના સાંભળી દેવી તેની સન્મુખ આવી ઉભેલી જણાઇ જેથી પ્રવીણે એકદમ પ્રણામ કરી માતા પાસેથી આજ્ઞા લીધી, માતાએ કહ્યું કે "બેટા ? એ પણ એક રત્ન છે તે ભલે ગુણિકા છે છતાં પણ તેનો ઉદ્ધાર પ્રભુજ કરશે, તું માત્ર નિમિત્ત થા." એમ કહી અંતર્ધ્યાન થઇ ગયાં. એટલે પ્રવીણે કહ્યું કે હે સ્ત્રી ! જા, તારા સુખનો સૂર્ય ઉગ્યો છે તને પણ મારાં દિવ્ય માતાનો આશીર્વાદ મળ્યો છે. માટે હવે તૈયાર થા.

થોડીવારમાં તો રાધાએ એકદમ દાદર ઉપરથી આવી ઇંદીરાના ખોળામાં પેલી કંથા મૂકી. તે હવે પેલી કંથા પોતાના ગુરૂ આગળ મુકી હાથ જોડી દીનવચને બોલી કે "હે ગુરૂદેવ ! આ દાસી અને આ સર્વ મારૂં કહેવાતું અઢળક ધન તમારા ચરણમાં અર્પણ કરૂં છું." આમ બોલી મૌન રહી. પ્રવીણે ઉભા થઈ તે કંથા ઇંદીરાને ધારણ કરાવી અને નીચે પ્રમાણે વચન બોલ્યો કે હે સ્ત્રી તારૂં કલ્યાણ થાઓ. આ તારૂં અઢળક ધન છે તે બધું પરોપકારમાં વાપર. અમુક દ્રવ્ય ઉત્તર હિંદુસ્તાનમાં દુષ્કાળને લીધે ઘણાંજ મનુષ્યો ભૂખે પીડાય છે માટે ત્યાં મોકલ. અમુક દ્રવ્ય વનિતા વિશ્રામો તેમજ અનાથાશ્રમો તથા બોર્ડિંગ હાઉસોમાં મોકલી આપ. ફક્ત તારા પેટના ખર્ચ માટે થોડુંક તારી પાસે રાખી બધુંય ધર્માદા ખરચી નાંખ. તારા મોહક શણગારો કોઈ દિવસ પણ અંગીકાર કરીશ નહીં. આ તને જે ભગવી કંથા ધરાવી છે તેજ કાયમ રાખજે. જોજે માયાથી સાવચેત રહેજે, કોઇ દીન પણ એ ભગવી કંથા ઉપર ડાઘ લગાડીશ મા.

આટલુ બોલી પ્રવીણ મૌન રહ્યો. ઇંદીરા તેના ગુરૂ વાક્યો મનન કરતી પગ પાસે બે હાથ જોડી ધુંટણે પડી રહેલી છે. પળવારમાં વિચાર થયો કે અહો ! આ ઇંદીરા કે જે હરહમેશ નવનવા વસ્ત્રાલંકારો પ્હેરી પાન બીડી ચાવી, બારીએ બેસી, નવા યારો કરવામાં મચી રહેનારી વેશ્યા તે આજે આ શો ગજબ માંડી બેઠી છે ? ખરેખર જો એના વિચારો દૃઢ હશે તો ફત્તેહમંદ નિવડશે. નહીં તો માયામાં પાછી પડશે તો મહા દુઃખદ અવસ્થા ભોગવશે. પણ એના વિચારો હમણાં કેટલા બધા સ્તુત્ય છે, તે મારાથી કહી શકાતું નથી. તેમજ એની આટલી બધી ઉદાર વૃત્તિ માટે તો પૂછવુંજ શું ? જેણે કોઇને ફસાવી રંડાયા છે, કોઇને તેણના અણુસારે અધોગતીઆ બનાવ્યા છે, તે આજે મારી પાસે આ ધન મૂકી દાનમાં વાપરવા સૂચના કરે છે ! વળી હવે પોતાની જાતને માટે કાંઇ ન રાખતાં ભિક્ષાથી નિર્વાહ કરશે એવું પણ મને લાગે છે. માટે હવે એને સદુપદેશ કરેલો વ્યર્થ જશે નહીં. આ પ્રમાણે વિચાર કરી તે બોલ્યો કે હે સ્ત્રી, તેં નવનવા યારો સાથે જે સુખો ભોગવ્યાં છે, તેમાંનાં તારી પાસે હાલમાં સ્થાયી તરીકે કેટલાં છે તે મને કહે ? ઇંદીરા બોલી કે તેમાંનુ કશુંએ મારી પાસે નથી. હું તો છઉં તેવીને તેવીજ રહી. આ પ્રતિઉત્તર સાંભળી પ્રવીણ બોલ્યો કે ત્યારે જો કે તેં જે સુખો ભોગવ્યાં છે તે તારી પાસે નથી તો યત્કિંચિત ભોગને તું ચાહે છે કે સદાકાળ રહેનારા સુખને ઇચ્છે છે ? જો તેં એક પ્રકારનાં સુખનો અનુભવ લીધો છે. હવે તે તને નકામાં લાગે છે તો હવેથી તે સુખોની લાલસા મૂકી દઇ અનંત સુખની ભોક્તા થવા માટે તૈયારી કર. પ્રભુના ચરણમાં ધ્યાન ધરી આત્મિક સુખોનો

અનુભવ કરવા ઉત્સાહી થા. તેમાંજ તારૂં કલ્યાણ છે. જગતનાં ક્ષણિક સુખો જે શાશ્વત મનાય છે તે સત્યજ છે કે જેના સુખમાં અંતે દુઃખ રહેલું છે તે સુખને આપણે શા માટે ચ્હાવું જોઇએ ? તો એક નાટ્ય ભજન ગાઇએ.

"સંસાર સમજ લે શાણા, મુસાફર ખાનું (૨)
"તારૂં જે ધાર્યું તે તો ન્યારૂં છે થવાનું શાણા. મુસાફર ખાનું.
"દૂર દેશ ન્યારો પ્યારા અરે પરદેશી શાણા. ,,
... ... ... ...
સંસારના ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો;
... ... ... ...
... ... ... ...
જાવું પડશે જરૂર તારે ડંકો થશે દરબારનો;
... ... ... ...
સત્યની શીરોઇ નીતિ જળ ભરી રાખ શાણા. મુસાફર ખાનું.
ભગવત ભજન ભાથું ભીડ બાંગવાનું શાણા. ,,

આ અસાર સંસારમાં તો

"નામ રહંતા ઠક્કરો, નાણાં નવ રહંત, ,,
"કીર્તિ તણાં જે કોટડાં, પાડયા નવ પડંત. ,,

જેથી દુનીઆમાં નામ અમર કરો. "પરમાર્થ કરો. આપણું જીવન થોડુંજ ભોગવવાનું છે પણ તેટલા જીવનના પર્યટણમાં લોકોને સુખી કરી તેને દુઃખે દુઃખીઆ બની તેઓની સેવા ઉઠાવો. જગતમાં જ્યારે જીવ જન્મે છે ત્યારે કાંઇ પણ સાથે લઇ આવતો નથી, તેમ અવસાનકાળે પ્રભુ સમીપ જાય છે ત્યારે કાંઇ પણ લઇ જતો દેખાતો નથી. કાદંબરી નાટયમાં ભજન છે કે,

"મન મૂરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી,
"રહ્યો પ્રપંચ દાવે ખેલી, પણ હારીશ બાજી જીતેલી;
"આવ્યો ત્યારે લાવીઓ શું, સાથમાં શું લઇ જશે,
"ઠાલી હાથે આવીઓ, ઠાલો થઇ પાછો જશે.
જેની સંગે રહ્યો રંગરેલી, તે મુકશે તને હડસેલી;
નહીં રહે નાણુંની થેલી, ઘરબાર હાટહવેલી.

તેમજ કોઇ સગાં સબંધી આપણાં થનાર નથી, થયાં નથી અને થશે પણ નહીં તો પછી આપણે શા માટે નિઃશંકપણે લોકોના ઉદ્ધાર માટે ન વિચરવું ? માટે પરોપકાર કર, તારી જીંદગાનીમાં પુન્યાર્થે તારૂં સર્વસ્વ જીવન ગાળ. એજ મારો ઉપદેશ છે. અંતરમાં ફળની આકાંક્ષા રાખીશ નહીં. "કર્મમાં ઉત્સાહી થવું પણ ફળની આશા રાખવી નહીં" આ પ્રકારનો કેટલોક ઉપદેશ આપી પોતે કાશી તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં પણ પોતાના દેશોદ્ધાર માટે તેમજ અન્ય બાબતના વિષયો ઉપર ભાષણો આપી પોતાની નમ્ર વાણીવડે સમજાવી કાશી પહોંચ્યો.

કાશીએ પહોંચતાંજ પોતપોતાના ગુરૂ શોધવામાં કાળક્ષેપ થયો નહીં. કારણકે ત્યાં મણીકર્ણિકાના ઘાટપર આવેલા પરમહંસ મહાત્માની ખ્યાતિ આખા શહેરમાં પ્રસિદ્ધ હતી; જેથી તે પરભાર્યો મહાત્માના મંદીર તરફ ગંગા કિનારે ગયો. ત્યાં જઇ જુએ છે તો એક નાની સરખી ઝુંપડીમાં કેટલાક ભકતો સાથે મહાત્મા શ્રી વિષ્ણુદાસ પરમાત્માની કથા [illegible] તેના જોવામાં આવ્યા. પોતે અજાણ્યો હોવાથી ભકતો પાછળ બેઠો. પણ મહાત્મા વિષ્ણુદાસ તરફ તેનાં ભકિતથી ભરેલાં નેત્રો પલકારા માર્યા સિવાય ટગર ટગર જોયા કરતાં હતાં. વિષ્ણુદાસ મહાત્મા એના સામી નજર કરી ભકતો પ્રતિ બોલ્યા કે આ પેલો કોઇ સજ્જન દૂરથી તરસથી પીડાતો આવેલો છે માટે તેની તૃષા શાન્ત કરવી જોઇએ, એમ કહી પોતાની સમીપ બોલાવી પાસે બેસાડી ઉપદેશ કરતા હવા.

# પ્રકરણ ૯ મું.

## સંમેલન.

રોજના નિયમ પ્રમાણે મહાત્મા શ્રી વિષ્ણુદાસ પોતાની મંડળીમાં શિષ્યો સાથે ભગવદ્ વાર્તા ચલાવે છે જ્યાં આપણી વાર્તાનો નાયક પ્રવીણ પણ તેમાં ભાગ લઇ પોતાનું જીવન તેમજ ગુરૂશોધન સાર્થક થએલું માને છે. થોડીવાર ભગવદ્વાર્તા ચાલી ભક્તજનો ઉઠી પોતપોતાને ઘેર ગયા, અને પ્રવીણ પોતે ગુરૂજી કને આત્મબોધ ઉપરાંત દેશોન્નતિ વિષે પણ બોધ લે છે. પ્રશ્ન કર્યો કે હે ગુરૂજી! આ સંસારમાં મોક્ષ પામનારે ત્યાગી થવું કે સંસારમાંજ રચ્યા પચ્યા રહેવું? આ પ્રશ્ન સાંભળી મહાત્મા બોલ્યા બેટા! ધન્ય છે તને! તારા હૃદયમાં આ પ્રશ્ને સ્થાન લીધું જોઇ મને અતિશય હર્ષ થાય છે; માટે સાંભળ, ગૃહસંસાર જો સાત્વિક વૃત્તિથી તેમજ પરજન માટે ગાળ્યો હોય કિંવા સંસારમાં રહીને પ્રભુ ભજન કરી સર્વ જીવોને પોતાના આત્મસ્વરૂપ ગણી પરોપકારી જીવન જેઓ ગાળે છે તેજ ખરેખર સાધુ માનવા યોગ્ય છે; પણ ત્યાગી થએલો છતાં સંસારમાં વાસના રાખવાવાળો નહીં.

બેટા! આ સંસારમાં ત્યાગી થવાની વાસના કદીપણ રાખવી નહીં. કારણ કે જો ત્યાગી થઇને બાહ્યેંદ્રિયોને નિયમમાં રાખી પોતે વડે નઠારા સંકલ્પો કરે છે. તેમજ કામ ક્રોધાદિ શત્રુઓ સાથે

તે મિત્રતા રાખે છે તે કરતાં સંસારમાં રહી પોતાના ધર્મ પ્રમાણે આતિથ્ય, પરજનસેવા, દેશસેવા, કરી ક્રોધાદિ વિષયોને રોકી વિચરે છે તેજ શ્રેષ્ઠ છે.

પ્રવીણ—ગુરૂજી ! જો કદાચ કોઇ સંસારમાં ક્રોધાદિ શત્રુને અવશ્ય હણી સાત્વિક વૃત્તિએ થોડું જીવન ગાળે પણ પછી મોહમદ વગેરે શત્રુઓ તે આત્માને ઘેરીને તેને તે રસ્તે ચાલતો અલ્પ કાળ અટકાવે, ત્યારે આપણે તે કર્ત્તા કેવો સમજવો ?

મહાત્મા બોલ્યા કે બેટા ! કૃષ્ણ પ્રભુનું વચન છે કે "नहि कल्याणकृत कश्चित दुर्गति तात गच्छति અર્થાત કલ્યાણ કરવાવાળો કોઇપણ મનુષ્ય દુર્ગતિને પામતો નથી. ભલે એવા શત્રુઓ રૂપી વાદળી સાત્વિક સૂર્યને થોડીવાર ઢંકાયલો રાખે પણ અંતે તો સૂર્યનું તેજ વાદળાંથી ખાળી શકાય તેમ ન હોવાથી પાછો જેવોને તેવોજ સૂર્યનો ગોળો બહાર પડે છે.

માટે શુભ કર્મ કરવાવાળા કોઇ આત્માથી ભલે પૂર્વના ઋણ સંબંધે કંઇક અવળું કર્મ થઇ જાય તો તેમાં તેને દોષ ન દેતાં તેનું સમગ્ર જીવન તપાસવું જોઇએ. અને જે એવા સાત્વિક આત્માની ખોટજ જોઇ તેના તરફ દ્વેષ ભાવથી જુએ છે તે ખરેખર જોનાર નથી. જેમકે દુધ અને પાણીનું મિશ્રણ કરી હંસ આગળ મૂકીશું તો તે દુધને પ્રાશન કરી લેશે માટે દરેક જીવોએ હંસ માફક જોવું જોઇએ. તોજ તે આત્મા જોવામાં દોષ દૃષ્ટિવાળો તેમજ ઉચ્ચ સ્થિતિએ ચઢવા લાયક ગણાશે.

પ્રવીણ—મહારાજ! એવા મૂર્ખ જનો તે આત્માને દ્વેષ ભાવથી જોઇ તેને નિંદે છે તો તેથી કાંઇ તે આત્માને લાંછન ખરૂં કે નહીં?

વિષ્ણુદાસ—તેના આત્માને કાંઇપણ લાંછન નથી. પણ તેણે કરેલાં તે ખોટાં કર્મનો એવા લોકો જલદીથી ક્ષય કરી દે છે, અને તત્કાળ તેનો જીવ ફરીથી એવા ખોટાં કૃત્યોમાં જોડાતો નથી. તેનું પાપ લોકાપવાદમાંજ નષ્ટ થઇ જાય છે. ખરેખર તેવા પુરૂષો એવા અપવાદો કાને સાંભળી શકતા નથી. મૂર્ખજન સામું ભાળીને તેઓ પોતાનું કૃત્ય બજાવતા નથી. પોતે મોટા ગણાવા પણ તેઓ કર્મ કરતા નથી, ધનનો સંચય કરવામાં તેઓ પોતાનું જીવન ગાળતા નથી, પણ પોતાની ફરજ સમજી; પારકાનું ભલું કરવામાંજ પોતાનું આયુષ્ય ગુમાવે છે. પોતાનો એક પળ પણ જનહિતાર્થના વિચારો કર્યા વિના અફળ જતી નથી. પણ હમેંશ [illegible] રહી દરેક ભૂતોમાં પ્રભુ સર્વત્ર રહેલો છે, એમ સમજી તેઓ કર્મમાંજ નિમગ્ન રહે છે.

પ્રવીણ—મહારાજ! હાલમાં એવા કોઇ પણ કર્મયોગી હશે? મેં તો ફક્ત એકજ કર્મયોગી સાંભળ્યા છે અને તેઓ સ્વાર્થત્યાગી કર્મવીર છે. તેઓ હાલ જીવે છે. મને તો તે મહાત્મા તરફ પૂજ્યભાવ તેનાં કર્મો ઉપરથીજ બંધાયલો છે અને ખરેખર તે મહાત્માજ ગણાવા લાયક છે અને ગણાય છે એમાં સંશય નથી.

મહાત્મા—હા બેટા! તેણે પરજનનાં કેટલાંક દુઃખો પોતાની જાત મહેનતથી કાઢી નાંખ્યાં છે. કોઇપણ કર્મમાં તેઓ અચકાતા નથી. પરજન માટે તેઓએ એક વેળા વિષ્ટા પણ તેઓના પવિત્ર હાથથી ઉઠાવી છે. પોતાની દેહને પૂર્ણ કષ્ટ આપી કાંચન જેવી

બનાવી છે. તો શા માટે તેવા મહાત્માઓ પૂજનીય ન ગણવા જોઇએ. એ મહાત્માને જેમ જેમ વધુ વખત જતો જશે તેમ તેમ તેઓ પોતાનાં ઉ-તમોત્તમ કર્ત્તવ્યો બજાવી શકશે. તેઓ સત્યનો પંથ કયાં આગળ છે તે બતાવનાર છે. ભલે તે પંથમાં અંતરાય આવે છતાં પણ તેઓનું છેદન કરી સૃષ્ટિના જીવોને તે માર્ગ બતાવી શકશે. જો કદાચ એ મહાત્મા મને મળે તો હું તો તેઓને માત્ર આટલુંજ કહીશ કે "હે યોગી !

* "घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धम्
"तप्तं तप्तं पुनरपिपुनः कांचन कान्तवर्णम् ।
छिन्नं छिन्नं पुनरपिपुनः स्वादुचैवेक्षुकाण्डम्
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम् ॥

અને છો પણ એવાજ." એમ કહું તો મારૂં કાંઇ ખોટું ન કહેવાય. માટે બેટા ! જીવન એવું જવું જોઇએ અથવા ગાળવું જોઇએ કે તે ઉપરથી અન્ય જનો પણ પોતાની જીંદગી સુખમાં ગાળે. આપણું જીવન એવું કલેશમય થવું ન જોઇએ કે આપણું મૃત્યુ થયા પછી આપણું નામ સાંભળી માણુસોના જીવ કંપે. માટે ધ્યાન રાખી પોતાનું જીવન સાર્થક થએલું કયારે ગણવું તે તને સમજાવું છું. તારી વાત ઉપરથી મેં જાણ્યું છે કે તારી કોમમાં તું તેમજ તારા કુટુંબી જનો પણ ઘણીજ દુઃખદાવસ્થા ભોગવે છે. તો માનસિક સ્થિતિ તેમજ શારીરિક સ્થિતિ તો કેમે કરી સુધારે ? જો કદાચ આર્થિક સ્થિતિ સારી હોય તોજ પોતાની માનસિક તેમજ શારીરિક સ્થિતિને સુધારી શકે. એવો તો કોઇકજ વિરલ હોય કે જે દીન[1] છતાં પણ પોતાની માનસિક સ્થિતિ ઉંચ પરિસીમા સુધી વધારી

---

* પ્રાચીન શ્લોક—સરસ્વતીચંદ્ર ભાગ ૩ પૃષ્ટ ૨૪૨, ૧ દીન—ગરીબ.

શકે છે. ? એવો કોઈ મહાત્મા ધનવાન હોતો નથી પણ ગુણસંપન્ન તેમજ વિદ્યાવાન હોય છે ધનસંચય કાંઇ પ્રભુદ્વારે સાથે આવતો નથી. પણ કર્મજ સાથે આવે છે. લોકો નિષ્ઠુર હૃદયના થઇ તેવા મહાત્માને ન ગણે અને સ્વચ્છંદી થઇ જાય તો તેના ફટકારૂપે એક ભજન સંભળાવું છું તે શ્રવણ કર.

[1]અયસે કોઇ પાપી નર હોવેંગે કલજુગમેં, (૨)
પઘડી બાંધે પેચ સમારે ઠુમક ઠુમક પાઉં દેયગે (રામા) (૨)
ગલીઓકે બીચ ફીરે બાવરે, નાર પરાઇ પાપી તકત ફીરેંગે–કલ.
ભુખ્યે પ્યાસે કોઇ સાધુ[2] આધે, ચપટી ચુન[3] નહીં દેયગે (ઉસકે) (૨)
સાળા સસરા રોજ જમાડે, ભાઇઓસે પાપી રાડ લડેંગે–કલ.
લાલ સ્તંભ લોહેકો ધખારે, ઉસકે સાથે બાંધેંગે (તુંજને) (૨)
તુલશીદાસ ભજે ભગવાના, પાપ પુન્ય દોનુનો સાથ ચલેંગે.–કલજુગમેં.

આ અસાર સંસારમાં પ્રભુ પાસે લઇ જવા માટે ફક્ત બેજ વસ્તુઓ છે, અશુભ કર્મો અને શુભ કર્મો. સગાં સ્નેહી સર્વ કોઇ સ્વાર્થીલાં છે. કર્મોમાં કોઇનો ભાગ નથી. તેમજ તેમાંથી કોઇથી ભાગ માગી શકાતો પણ નથી. માટે મનુષ્યે–મોક્ષ પામવાવાળાએ અવશ્ય શુભ કર્મો કરવાની જીજ્ઞાસા રાખવી એ એક મોક્ષનું દ્વાર છે એમાં થઇનેજ પ્રભુપદને પ્રાપ્ત થવાય છે. માટે તારે પણ કર્મયોગી થવું. હાલમાં ભીખ શબ્દ લોકોને અકારો થઇ પડયો છે તેનું કારણ તો તું સમજયો હોઇશ ? કારણ કે તેં પણ તે સ્થિતિ અનુભવી છે.

---

[૧] સરસ્વતીચંદ્ર નાટક; [૨] સાધુ=સાત્વિક વૃતીવાળો પ્રભુને ઓળખી સર્વનું કલ્યાણ કરવાવાળો. ભિખારી નહીં. [૩] ચુન–ભીખ.

ભિખારી તો પદભ્રષ્ટ થયા. તમે લોકો પોતાના પ્રાચીન જમાનાથી વંશપરંપરા ઉતરી અને તેના આત્મજ્ઞાનથી વિમુખ થયાં. અને ભિક્ષાની ઉપરજ નિર્વાહ ચલાવવાનું ધારી તેનજ આજીવિકા માની બેઠા. જેથી જગતને તમારી આર્થિક સ્થિતિ છે તે યોગ્યજ છે એમ મારા કહેવામાં ભૂલ નથી માટે તારે તો ભીખ છોડવા માટે પૂર્ણ પ્રયત્ન આદરી છોડી દેવા દૃઢ પ્રતિજ્ઞા કરી મુકવી તેમજ બીજા લોકો જે ન્યાતના હોય યા અન્યકોઇ અજાનુ ભીખારીઓ હોય તેની ભીખ પણ તારે છોડવવાજ પ્રતિજ્ઞા કરવી. એજ મારો ઉદ્દેશ છે. પ્રભુના જીવો સરખા છે. સર્વ કર્મયોગી થવાને લાયક છે. પણ તેના આળસને લીધેજ ગુમાવે છે. પોતે એમ સમજે છે કે હમે શું કરી શકીએ? તેની આળસજ એવાં વાકયો કઢાવે છે. કેમકે જગતમાં મનુષ્ય પોતાનું કર્મ માંથી થઇ શકશે નહીં એવું બોલી શકતો નથી પણ ખંત સાથે મહેનત કરી દિન પ્રતિદિન કરવાના કાર્યમાં ઉત્સાહી થઇ પૂર્ણ કરે છે. માટે પોતાના કાર્યમાં ખંત સાથે મહેનત લઇ ઉમંગ સાથે તે કામ પાર પાડવું માટે શ્રી ભિક્ષાદેવીની અમૃત તુલ્ય વાણીને પળે પળે સ્મરણ કરી તેનાં વાકયોને અનુસરી તારૂં જીવન કૃતાર્થ કર. અને જનસમૂહમાં જઇ જનહિતાર્થે આ જીંદગી પુરી થાય ત્યાં સુધી મચ્યો રહે. અનેક તરેહના દૃષ્ટાંતથી સિદ્ધ કરી પોતાના શિષ્ય પ્રવીણ પ્રત્યે કેટલાંક ઉપદેશરૂપી વચનો સંભળાવ્યાં.

બે ચાર માસ મહાત્માપાસે રહી તેના શુદ્ધ મનથી સેવા કરી તેને પોતાની જન્મ ભૂમિ તરફ આવવાનું જણાવી ત્યાંથી નીકળી કાશીમાંથી ચાલતો થયો.

પ્રિય વાંચક ! હવે જરા દૃષ્ટિ ફેરવ. આપણે ઈંદીરા ગુણિકાને તેના મહેલમાં ભગવી કંથા ધારણ કરાવી બેસાડી છે ત તરફ લક્ષ આપવાની જરૂર છે.

ઈંદીરાએ જ્યારથી ભગવી કંથા ધારણ કરી તેજ વેળાએ પોતાના ધનનો માર્ગ શોધી કાઢ્યો હતો, પોતે શું કરવું તેના વિચારમાંજ હતી. પોતાનું ભુવન અત્યંત વેચીસાટી ત્યાંથા ઉત્તરમાં સોએક ગાઉપર આવેલા બાગ શહેરમા જઇ પહોચી. ત્યા ઘણાંજ મનુષ્યો દુષ્કાળથી પીડાતાં તણે જોયાં; જેથી ત્યજ પોતાનું દ્રવ્ય ખરચવાનં મન કર્યું. પોતે એક મોટો બંગલો લઇ તેના આસ પાસની જમીન પણ ખરદી લીધી જેમાં ભૂખથી પિડાત દુઃખી માણસોને સહીસલામત રાખવા માટે ઘરો બાધ્યાં અને તેઓની પુરેપુરી સારવાર કરવા માટે ઘણાંક માણસોને નોકરીએ રાખી પોતે શહેરમાં અને આજુબાજુ એથી ભૂખે મરતાં માણસોને પોતાને ઘેર લાવવા માંડી. ઘણાંક નોકરો રાખી આસપાસના ગામડાઓમાંથી પણ મનુષ્યોને બોલાવી મંગાવ્યા અને સર્વને ભોજન આપી ભૂખ મટાડવા લાગી.

તદુપરાંત પોતે તેઓની દુઃખદાદ સાંભળી તેઓ પર દયા કરી વસ્ત્રો આપી સંતોષ રાખતી હતી. આ પ્રમાણે ઘણોક કાળ વીતી ગયો છતાં પણ પોતાના મહાન ગુરૂ તરફના સમાચાર મળ્યા નહીં. પણ એટલી તો આશા હતી કે યોગમાં મસ્ત રહેનાર પંથી મને હવે તરછોડશે નહીં. તેઓ આજ રસ્તે થઇ જનાર છે, માટે હરહમેશ તેના ચોકી કરવા માટે મારે પોતે ઉગમણે દરવાજે સવારથી સાંજ સુધી બેસી તેની વાટ જોવી. કારણ કે એજ દરવાજે થઇ શહેરમાં પેસી શકાય છે. આસપાસ ઘાડું જંગલ તેમજ વિશાળ

નદી પોતાનો પ્રવાહ ચલાવી રહેલી છે. માટે તેઓ જરૂર આ શહેર બહાર થઇ કોઇ ઠેકાણેથી જનાર નથી. માટે કાલથી જરૂર ત્યાં જઇ મારે ભિખારણુ વેશે ઉભાં રહેવું. હાથમાં તંબુર પણ લેવો કે જેથી મને પણ આનંદ થાય" આ પ્રમાણે વિચાર કરી ઇંદીરા દરરોજ તે દરવાજે ચોકી કરવા બેસતી હતી. ઘણોક વખત ગયો છતાં પણ પ્રવીણનું આગમન થયું નહીં. પોતાના ભુવનમાં દર્દીઓની સારવાર પોતાની ગેરહાજરીમાં બરાબર થઇ શકતી નથી એવું તેણે પોતાની માનીતી દાસી રાધા તરફથી જાણ્યું. જેથી ઘેર રહી રાધાને દરવાજા ઉપર ચોકી કરવા દરરોજ મોકલવા લાગી.

ચાતક માફક રાહ જોતી ચકોરી જેમ માર્ગમાં દૃષ્ટિ રાખતી રાધા દરરોજ દરવાજે બેસી સાંજે કરમાયલે વદને પાછી આવતી.

સ્હવાર થયું છે, ઇંદિરા પોતાના કાર્યમાં પ્રવૃત થઇ અને રાધા પોતાને કામે ગઇ. માણુસોનાં ટોળે ટોળાં શહેરમાં આવવા લાગ્યાં. આજે અપરમો દહાડો છે. જેથી શહેર નજીકના ગામડાઓમાં રહેનાર લોકો શહેરની શોભા તેમજ દેવ દેવાલયનાં દર્શન માટે સંખ્યાબંધ આવતાં હતાં સ્હવારના દશ વાગ્યાનો અમલ થયો છે. રાધા નિરાશ મુખે આંખોના પલકારા મારતી બેઠી છે. એવામાં તેના શરીરમાં કંઇક ચમકાર થયો. આંખો સાવચેત થઇ, શરીર સંભાળી બેઠી હતી ત્યાંથી ઉઠી ઉભી થઇ. ચોકસાઇથી જોવા લાગી. તો દૂર માણુસોનાં ટોળાં પાછળ પોતાની પિછાનેલી આકૃતિ આવતી જણાઇ. તુર્તજ હેઠે ઉતરી દરવાજાના કમાનના થાંભલા સાથે ખભું ટેકવી ઉભી. માણુસોનાં ટોળાં પાછળ ચાલતો પુરૂષ પણ દરવાજા અંદર આવી લાગ્યો. જેવો દરવાજામાં પેસે છે તે પહેલાં તો રાધાએ આગળ

દોડી જઇ પ્રણામ કરી ચરણારવિંદમાં પડી ને ઉઠાડેલી ઉઠી. મસ્તકે હાથ મુકી રાધાને પ્રવીણે ઉઠાડી તેની અંતર્ગત લાગણી જાણી પોતે રાજી થયો, અને તેની બીજી સખી ઇંદીરાના સમાચાર પુછવા લાગ્યો કે હે આ ! તારી સખી ઇંદીરા કયાં છે તે સંબંધમાં મને સત્વર જણાવ, ને તેણીની વૃત્તિઓ કયી દિશામાં વહન કરે છે? તેનો ઇંત્થંભુ વૃત્તાંત જણાવ. આ સાંભળી રાધા બોલી કે હે મહાત્મા ? તે આપની દાસી આપના વચન અનુસાર પોતે ભગવી કંથા ધારણ કરી પરજન માટે આ શાહેરમાં આવી અહીં દુષકાળે ઘેરેલાં મનુષ્યો સાથે પોતે દુ:ખી થઇ તેઓને સુખી કરે છે. પોતાનું અખૂટ દ્રવ્ય તેઓની સુખાકારી માટે વાપરે છે. તે શું કરે છે તે આપ હમણાંજ જોશો. ચાલો, આપણે હવે તેના દુષ્કાળભુવન તરફ જઇએ. તે મારી સખી આપની આજે ઘણાંક દિવસ થયાં રાહ જુએ છે અને તમને સંભારી સંભારી હર્ષાંસુ પાડે છે માટે ત્વરા કરો.

આમ કહી રાધા અને પ્રવીણ બન્ને સાથે ચાલ્યાં. ચાલતાં ચાલતાં ઇંદીરાનું દુકાળીઆ માટે બંધાવેલું ભુવન દેખાવા લાગ્યું. તે તરફ આંગળી કરી રાધાએ પ્રવીણને બતાવ્યું કે આ ભુવનમાં આપની શિષ્યાનું નિવાસસ્થાન છે. તમે હમણાંજ જોશો કે આપે વાવેલાં બીજનો રોપો કાંઇક ચમત્કારિક રીતે વધી તેને કેવાં સ્વાદિષ્ટ ફળો આવ્યાં છે ! અત્યારે અગીઆર વાગ્યાનો સમય થયો છે. ભોજનશાળામાં રસોઇ તૈયાર થઇ ગઇ છે. સર્વ અતિથિ દુષ્કાળીઆઓને પ્રેમથી ઇંદીરા જમાડે છે. તેની ભગવી કંથામાંથી ચંદ્ર જેવું મોં આમ તેમ ચોપાસ નજર નાંખે છે, અને સર્વ તરફ દેખરેખ

રાખે છે. એટલામાં તો રાધા તેની સામે પોતાના મહાન ઉપકારી ગુરૂ સાથે આવે છે એવું જોયું કે તરતજ પોતે દોડી જઇ પ્રેમ સહિત ગુરૂના ચરણમાં માથું નમાવી ગદગદ કંઠે બોલી કે હે ગુરૂદેવ! અહો પરમઉપકારી પ્રભુ! તમે મારા ઉપર બહુ કૃપા કરી ફરી દર્શન આપી મને કૃતાર્થ કરી અહો! મારી ક્ષણિક જીંદગાનીની દશા ફેરવનાર અને મોક્ષ પંથના રસ્તે ચઢાવનાર હે મહાત્મા! આ જીવન હવે આજ સ્થિતિમાં ગાળીશ. પારકાનું ભલું કરવામાંજ સદા નિમગ્ન રહીશ. મારી આગળની જીંદગી કરતાં હજાર દરજ્જે આ દુઃખમય જીંદગી મારે પસંદ કરૂં છું. કારણ કે મને જે અધર્મના પૈસા મળતા તેનાથી હું એમજ સમજતી હતી કે પૈસા મેળવવામાં કશો પણ શ્રમ નથી. પણ હે ગુરૂદેવ! આ સંસારમાં મહેનત સિવાય જરાની પ્રાપ્તિ નથી તેમજ [illegible] સર્વ મોક્ષ પદ મેળવવા પણ કેટલાં કર્મો કરવાં પડે છે! ધનસંચય મહેનતથીજ થઇ શકે છે, તેમ મોક્ષપદ પામવા ઇચ્છનારને શુભ કર્મોમાં પોતાના જીવનની કેટલાક જન્મ પર્યંત આહુતિ આપ્યા સિવાય તે સ્થાન મળી શકે નહીં, તેમજ તે સ્થાન પામવાની જીજ્ઞાસા પણ અન્ય જીવોને થઇ શકતી નથી કે શું? સર્વ દુઃખી મનુષ્યોને આવી રીતે સુખી કરી પરમાર્થી જીવન ગાળવા તત્પર થએલી પેલી ઇંદીરા તરફ જોનાર આ પ્રશ્ન સાંભળી ઘણુંજ આશિષ આપી બોલ્યો કે ઘણાજ જન્મે એ મહાવિકટ માર્ગવાળું અક્ષય સ્થાન યોગબળે પામી શકાય છે. એ યોગ સાધવામાં ઘણાંજ વિકટ રસ્તાઓ આવે છે તેમાં રહેલા ક્રૂર શત્રુઓ જેવા કે, કામ ક્રોધ લોભ, મદ, મોહ વગેરે સાથે લડાઇમાં ઉતરવું પડે છે. જો તે શત્રુઓ

આપણે શરણે થઇ જાય તોજ તે અક્ષય સ્થાનમાં નિર્ભયપણે જઇ શકાય છે નહીં તો જો કદાચ તેવા શત્રુઓ આપણને વશ કરી લે તો તે સ્થાન પ્રતિ આપણી દૃષ્ટિ પણ તેઓ કરવા દેતા નથી. યથાર્થ આ માયામાંજ રગદોળાવે છે.

પરમાર્થી જીવન ગાળવું એ પણ એક જાતનો કર્મયોગજ જાણુ. કારણકે એ યોગ સાધવા માટે ક્રોધનું દહન કરવું પડે છે. મોહ રાખી શકાતો નથી. લોભી થવાનું મટી જવું પડે છે. તન, મનથી તે યોગમાં તત્પર રહે તો ઘણે કાળે પણ તે પરમાર્થી યોગ સાધી શકાય છે.

ઇંદિરા—હે મહાત્મન્! જો કદાચ કોઇ માણસ ફક્ત જશ લેવા માટેજ જરા પરમાર્થ કરવા તૈયાર થઇ પોતે તેનો—કર્તાપણાનો—ડોળ કરી અભિમાની થઇ આ વિશ્વમાં વિચરે છે તેને કેવો સમજવો?

પ્રવીણ—ના, એવો માણસ તે યોગ પામતો નથી, પણ "અહં" ભાવનાવાળો હોઇ કર્મબંધનમાં વધારે સપડાતો જાય છે, પણ યોગી તો તેજ હોય શકે કે જેણે સર્વ કર્મફળનો ત્યાગ કર્યો હોય.

ઇંદિરા—એવા ત્યાગીઓ કેવા હોય છે?

પ્રવીણ—એવા આત્માઓ મહાત્મા તરીકે દેશ વિદેશમાં વિખ્યાત હોય છે, જે કર્મ તેઓ કરે છે તેમાં તેઓને અહંતા મમતાપણું હોતું નથી પણ તેઓ તો એમજ માને છે કે અમે એક ફરજજ બજાવીએ છે, અને કરે પણ તેમજ, કારણ કે તેઓ કર્તાપણાનું અભિમાન કરતા નથી અને સાત્વિકવૃત્તિ રાખે છે, તેમજ માન અપમાનનું અજીર્ણ કરતા નથી, તેનાથી તેઓ વિમુખ રહે છે, કારણ કે જો માનથી ફૂલી જવાય તો પેટમાં અપચો થઇ આવે. જેથી

આળસ ભરાય, અને તેમને કર્મોમાં અટકવું પડે. એવા મહાત્માઓ સદા નિયમિત આહાર, નિદ્રા અને કર્મવાળા હોય છે માટે હરહમેશ નિસ્પૃહીપણે ફળની ઇચ્છા વિના પોતાની ફરજો સમજી પોતાના શુભ જણાતાં દરેક કર્ત્તવ્યોમાંજ મચી રહેવું.

બાંકપર બેસી આવી તરેહનો પ્રસંગ ઘડી બેઘડી ચાલ્યો. થોડી વારમાં રાધા, ઇંદિરા અને પ્રવીણ ભોજન માટે ઉઠી ભુવનમાં ગયાં.

બારણે બે વાગ્યાનો સમય થયો છે. એક બારીમાં રાધા ઉભી ઉભી રસ્તા ઉપર નજર નાંખે છે. એવામાં એક ઢોલકાંવાળો ડમડમ વગાડતો વગાડતો કાંઇક જાહેરખબર જેવાં ચોપાનીઆં વ્હેંચતો જણાયો. રાધા એકદમ હેઠે ઉતરી પેલું એક જાહેરખબરનું પાનું લઇ ઉપર ચઢી આવી. પછી તેજ બારીના વચલા લાકડા ઉપર ડાબા હાથની કોણી ટેકવી હથેલીમાં ગાલ નાંખી જમણા હાથમાં પેલું લાવેલું ચોપાનીઉં રાખી વાંચવા લાગી. તો તેમાં કોઇ બાવાઓને અધમ કૃત્ય માટે આજે સજા થનાર છે. આજે ન્યાયની અદાલતમાં તે શિક્ષાપત્ર બાવાઓને ખડા કરવામાં આવનાર છે, એમ વાંચતાંજ તુરત ઇંદીરા દોડી ગઇ. રાધા એમ સમજતી હતી કે સર્વ બાવાઓ આ પ્રવીણપંથી જેવાજ હશે, જેથી ઇંદિરા પાસે જઈ બોલી ઉઠી કે બ્હેની આ બાવાઓ કેવાં કૃત્યોથી આ સ્થિતિમાં આવ્યા એ આપણે જાણવું જોઇએ. માટે આપણે આ મહાત્માશ્રીને પણ ત્યાં મોકલવા જોઇએ અને આપણે પણ સાથે જઇ જોઇશું કે શી હકીકત છે? આ હકીકત સાંભળી પ્રવીણને લઇ ન્યાયભુવન (કોર્ટ) માં રાધા અને ઇંદીરા બન્ને ચાલ્યાં. રસ્તે ચાલતાં પ્રવીણને વિચાર

થયો કે જો કદાચ એ બાવાઓ મારી કોમના હશે તો શુ મારાથી જોઈ શકાશે? અથવા શું મારાથી એ લોકોને તેના એવા ભયાનક સંકટમાંથી ન ઉગારાશે ! જો કદાચ અમુક દંડ કરી તેઓને છોડે તો આ ધંઢીરા પાસે ઘણુંએ દ્રવ્ય છે તો તેમાંથી તેઓને છોડવી એની જીંદગી સુખી કરવા બનતો પ્રયત્ન કરીશ; માટે ત્યાં જઇ પછી આ બાબતમાં વિચાર કરવો આવસ્યક છે. આમ વિચારતો હતો એટલામાં કોર્ટનું મકાન આવી પહોંચ્યું. અંદર બેઠા પછી થોડીવારમાં માજીસ્ટ્રેટ પધાર્યા પછી ગુન્હેગારોને લાવવામાં આવ્યા.

કોર્ટમાં એ ગુન્હેગારોને જોતાંજ પ્રવીણે તુરતજ ઓળખ્યા અને વિચાર કરવા લાગ્યો કે અરે આ દુષ્ટ લોકો મારી જ્ઞાતિના છે, તેણે આવું કર્મ શા માટે કર્યું હશે? ખરેખર તેઓ મારી માફક ભિક્ષાનો અનાદર ન કરતાં તેના પંજામાં સપડાઈ જઇ તે ન મળવાથી આવા ઢોંગમાં ઉતરી પડયા છે માટે શું કરવું !

ગુન્હો સાબીત થયો અને તેઓને વધારેમાં વધારે સજા કરવામાં આવી. પરંતુ તુરતજ પ્રવીણે ધર્મના વકીલને મળી અમુક સજા અથવા દંડ ઠેરવ્યો. અને તે દંડ ભરીને પ્રવીણે પેલા બેને મુક્ત કરાવ્યા.

લુચ્ચો બિહારી જે રામચરણુદાસને બેડીના બંધનમાં નાંખી નાશી છૂટયો હતો તે પણ ખબર મળતાં છૂપો રહી આ કેસ સાંભળતો હતો, તે એકાએક દંડના રૂપીઆ ભરનાર આ ભગવાં કંથા ધારણ કરનાર કોણ હશે એમ વિચાર કરતો કરતો દરવાજે ગયો. પાછળથી રામચરણુદાસ તથા તેના વૈરાઇરાજ પ્રવીણ સાથે નીચું મુખ રાખી ચાલ્યા આવતા હતા, તેણે પ્રવીણને જોતાંજ તેને બોલાવી સાથે આવવા કહ્યુ

થોડીવારમાં ધંદીરાગૃહે સર્વ આવી પહોંચ્યાં. ભોજનનો સમય થયો હતો. જેથી પેલા ઢોંગી સાધુ થઇ પકડાયલા બાવાઓને સારી રીતે સંતોષી જમાડતી રાધા બોલી કે મહારાજ આપ ક્યાંના વતની છો? તેમજ મહાત્મા પ્રવીણજીના કંઇ સગા થાવ છો કે શું? સમયસુચકતા વાપરી બિહારી બોલ્યો કે એવા મહાત્માને અમે લાંછન લગાડવા તત્પર થયેલા દુષ્ટોની હકીકત તે મહાત્મા પાસેથીજ સાંભળવી આ પ્રતિઉત્તર સાંભળી રાધા મૌન રહી. પણ રાત્રે પાછા એક ઓરડામાં બધાં બેઠાં. પ્રવીણે એક આસન ઉપર બેસી પેલા પોતાની કોમના માણસો ઉપર પડેલી વિટંમણા પુછવા માંડી સર્વ કોઇએ સાચેસાચું કહી દીધું. બિહારીએ રચેલા ઢોંગના પડદામાં રામચરણદાસ કેવી રીતે ફસાઇ પડયા તેનું અચ્છી રીતે બ્યાન પોતાનેજ મોંએથી કહી બતાવ્યું. પણ હવેથી એવાં ખોટાં કર્મોમાં નહીં જોડાવા તેમજ અન્યને એવા ઢોંગમાંથી મુક્ત કરવા પ્રતિજ્ઞાઓ લીધી. અને ત્યાંજ પ્રવીણ પંડિતજીને પગે લાગી આખી કોમમાં ભીખને માટે ચોકાર કરવા અને પોતાની કોમના સર્વ માણસોની ઉન્નતિ કરવા અર્થે નીકળ્યા. પ્રવીણ પણ ધંદીરાને તેના કર્મથી વિમુખ નહી થવા સદુપદેશ આપી ત્યાંથી પોતાના નિવાસસ્થાન પ્રતિ આવ્યો. જ્યાં તે પોતે ઘણાં ઘણાં કષ્ટો વેઠી પોતાની જ્ઞાતિને સુધારવા પ્રયત્ન કરતો ચાલ્યો જાય છે. છતાં પણ તેની અંધ જ્ઞાતિ હજી ઉઠતી નથી જેથી શોકાતુર ન થતાં ધૈર્યરૂપી ઢાલવડે તે આગળને આગળ ધસે છે. હવે તેઓ એક બાવા મટી મહારાજ યાતો મહાત્મા વરીક પુજાય છે. પોતાના ગામમાં પણ પ્રતિષ્ઠિત થઇ આખા દેશમાં પ્રસિદ્ધ થઇ પોતાનું કર્તવ્ય પોતાની જ્ઞાતિને ઉન્નતિના શિખર ઉપર

ચઢેલી જોવાને તેઓ ઇચ્છે છે. તેણે જે જે કાર્યો કર્યાં તે ઘણાજ કષ્ટદાયક છે જે વર્ણન કરવાની જરૂર નથી. પોતાનું આયુષ્ય જગતના ભલા માટેજ પૂર્ણ કરી સુયશ મેળવી ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીને તેને અમર આત્મા અક્ષય સ્થાનમાં ગયો.

પ્રિય વાંચક! આ સૃષ્ટિમાં જન્મ થવો, બાલ્યાવસ્થા ભોગવવી, યુવાનીમાં મદમસ્ત થઇને ફરવું. ત્યાર પછી ઘડપણમાં જર્જરિત શરીરે પોતાનું આયુષ્ય પુરૂં કરી મરણને શરણ થવું એ તો દરેક વ્યક્તિને પ્રભુ તરફથી પ્રારબ્ધ કર્મ ભોગવવા માટે નિર્માણ થયેલું છે. કહ્યું છે કે "આહાર, મૈથુન, નિદ્રા અને ભય એ ચાર કર્મો તો પરમાત્મા તરફથીજ દરેક જીવોને કુદરતી રીતે બક્ષિશમાં મળેલાં છે છતાં દરેક પ્રાણીમાં મનુષ્ય દેહ દુર્લભ મનાવાનું કારણ શું? આ મનુષ્ય દેહ પામીને તેમજ આ અસાર સંસાર જે ક્ષણ ભંગુર છે. જે નિશ્ચિત નથી. તેવા સંસારમાં મનુષ્યરૂપે આવી પ્રભુ સેવા કરી પરમ પદ પ્રાપ્ત કરવાનું દ્વાર છે. જેમ કોઇ પણ રસ્તે અમુક શહેરમાં ગમે ત્યાંથી પ્રવેશ કરી શકાય છે, તેમ પ્રભુના અલખ નિરંજન પ્રદેશ કહો યા દેશ કહો અથવા શહેર કહો તેમાં કોઇપણ ધર્મ આચરવાથી તે પ્રદેશમાં જઇ શકાય છે. પોતપોતાના વાડામાં અવતરીને પોતાનો ધર્મ બરાબર બજાવીએ તોજ તે પ્રદેશમાં ગમન કરી શકાય છે. છતાં તે ધર્મો પાલન કરવામાં જે હરકત પડે તેમાં કાયર થઇ પાછો હઠે છે; તેનાથી કાર્ય થઈ શકતું નથી પણ ધૈર્યની ઢાલ પકડી તેવી હરકતોનો હરહંમેશ નાશ કરે છે તેજ ત્યાં પહોંચી શકે છે. અર્થાત ધૈર્યના રહસ્યમાંજ મગ્ન રહેનાર પોતાની ફરજો અદા કરનારજ તે પરમપદને પ્રાપ્ત કરી શકે છે. આળસુ અથવા કર્મવિ-

મુખ તેમજ ભ્રષ્ટ જીવો તે પામી શકતા નથી. પરમપદ તો તેવાજ જીવો પ્રાપ્ત કરી શકે છે કે જેઓ પોતાની ફરજો છોડતા નથી તેમજ ફરજો બજાવતાં સંકટો આવે તેની દરકાર કર્યા સિવાય-તેને સહન કરી પોતાનું આયુષ્ય પુરૂં કરે છે. તેજ વ્યક્તિ મહાન લેખાય છે!

વાંચનાર આ સૃષ્ટિમાં એવો કયો મનુષ્ય છે કે જેને ધનવાન થવાનું ન ગમે? દરેક જીવોને પસંદજ છે કે ધનવાન થવું, અને તે ખરૂં પણ છે. જર વિના જીવન નકામું છે. કારણકે તે વિના મનુષ્યમાં એકે પ્રકારની શકિત હોતી નથી. લક્ષ્મી એક નવી શકિત ઉત્પન્ન કરે છે. મનુષ્યમાં નવુંજ જોર પેદા થાય છે. લક્ષ્મી વિનાનો મનુષ્ય પાંગળા જેવોજ જણાય છે. કારણકે કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવી હોય તો પૈસા વિના મેળવી શકાતી નથી. જેથી પૈસો પેદા કરવો એ દરેક જીવોનું સ્વાભાવિક લક્ષણ છે. હવે એવા મનુષ્યો જો કદાચ પૈસો મેળવવા મહા મહેનત કરી પોતાની ઇચ્છા પાર પાડે છે તો તેમાં દરેક વખત સ્વાર્થાંધી થઇને ફર્યા કરે છે. પરમાર્થ તેને બીલકુલ પસંદ નથી. કારણકે તેઓ સમજે છે કે હુંજ કાંઇ પેદા કરૂં છું અગર કર્યું છે તેનો માલીક હુંજ છું અને હરહંમેશ જાળવવામાંજ પોતાની હોંશિઆરી માને છે. અને કાંઇ પણ દાન કરી શકતો નથી તેમજ તેને દાન વસ્તુનું ભાન પણ થતું નથી.

"બનાઇ સબ બન રહી, અબ બનનેકી નાંહી"

સુજ્ઞો! આપણી સ્થિતિ તેમજ બુદ્ધિ હવે કંઇ સુધરે એમ જણાતું નથી. કારણ કે વિદ્યા વિના પૈસો પ્રાપ્ત કરવો ઘણો કઠણ છે. આપણાથી ખેતરમાં રળાતું નથી એટલે સ્થિતિ સુધરે એમ

લાગતું નથી. પણ હવે તો આપણે આટલુંજ તન, મન અને ધનથી આપણાં ફરજંદોને કેળવણી આપવા–ભણાવવા–કાળજી રાખવી કે આપણા જેવા દુઃખમય સમય તેઓને પ્રાપ્ત ન થાય. તેને માટે ભીખ માગો, રળો યા રડો ગમે તે કરો પણ બાળકોને કેળવણી આપો. હવે તો આપણા વિચારો ફક્ત આપણાં ફરજંદો પાછળજ શું પગલાં લેવાં એમાંજ નિમગ્ન રહેશે તોજ આપણો અભ્યુદય થોડા કાળ પછી જોઇ શકશું. તેમજ પિતા તરીકે પોતાની ફરજો બજાવેલી સમજીશું પણ આપણે જયારે આપણું પેટ ભરવામાંજ નિમગ્ન રહીશું અને બાળકોનો વિચાર ન કરી શકીશું તો આપણે જન્મ્યા ન જન્મેલા ગણાશે માટે અંતરના ઉમળકાથી પોતાનાં બાળકોને સુધારવા તત્કાળ પ્રયત્ન કરો. વખત જાય છે તે પાછો મળતો નથી. "का हानिः समयच्युतिः"



# પ્રાસંગિક લેખો.

## (૧)

## શું આપણી કોમ ?

**મારા સુજ્ઞ જ્ઞાતિ બંધુઓ,**

આજકાલ હિંદુસ્તાનની સઘળી જ્ઞાતિઓ પોત પોતાની જ્ઞાતિની ઉન્નતિ અર્થે નવનવા પ્રયાસો અમલમાં મૂકી ખંતથી મચી રહેલ છે. તેઓ નવીન જમાનાને પ્રેમથી નિહાળી તેમાં ભળવા અને તેઓ સુધારાની બરાબરી કરવા માટે પ્રયત્ન કરતા જોવામાં આવે છે. આપણી પાડોશની જ્ઞાતિ કે જે કૃષિકાર (પાટીદાર) લોકોની છે તેઓ આજે પોતાની કોમને લગતું માસિક કાઢી ન્યાતના ખોટા ધારાઓ બંધ કરાવવા મથન કરી રહેલ છે. તદ્દુપરાંત સુરતમાં એક "પાટીદાર બોર્ડિંગ હાઉસ" એ નામનું મકાન પણ બંધાવવા માટે મોટું ફંડ તૈયાર થઇ ગયું અને તે મકાન તૈયાર થશેજ. તેમાં બધાપાટીદારોના છોકરા ઉપરાંત અમુક પ્રમાણમાંગમે તે કોમના વિદ્યાર્થીઓ વિદ્યાનો લાભ લઇ શકે છે અને શકશે. મારી પાડોશની જ્ઞાતિની ઉન્નતિ થએલી જોઇ મને અતિ હર્ષ થાય છે. પણ તેમ છતાં ગ્લાનિ ઉદ્ભવે છે તેનું કારણ એજ કે મારા જ્ઞાતિજનો તે ઉન્નતિ પંથે ચઢેલી જ્ઞાતિને જોઇનેજ સંતોષ માની બેસી રહેલ છે પણ તેમ સંતોષ માની બેસી રહેવાનું નથી. તમારી આળસનો પરિત્યાગ કરો. શું ! તમારા ધ્યાનમાં એવું છે કે પ્રાતઃકાળ થવાને વાર છે ? જો કદાચ તેમ હોય તો આજે હિંદુસ્તાનની દરેક વ્યક્તિઓ પોતે જે સુધારાનો પ્રચાર કરવા અને બીજાં અનેક મહદ્ કાર્યો કરવા માટે મચી રહેલ છે, તે શું તમે બણગાંરૂપે માનો છો ? અને તેઓને તમારા કરતા

ઓછી સમજણુવાળા અગર બીજી કોઇ જાતની ખામીવાળા સમજો છો કે શું ? ના, જો તમારૂં ધારવું એવી અવળી સમજણુવાળું હોય તો કાઢી નાંખજો. તમો ખાત્રીથી માનજો કે તમારી આળસ તમનેજ નડતર કરનાર છે. એ આળસને લીધેજ તમો મળસકાની ગુલાબી મીઠા પવનની લ્હેરીમાં તણાઓ છો (ઉંઘો છો) અને બગાસાં ખાઇ પાછી નિદ્રાને સ્વાધીન થઇ એમ માનો છો કે હજી પ્રાતઃકાળને વાર છે. ના, ના, તેમ નથી. આળસુ લોકોજ સુઇ રહે છે અને ઉદ્યમી લોકો તો સ્હવાર થતાંજ પોતાને ધંધે વળગે છે. અને નિયમિત કામ કરી જર મેળવી આનંદમાં રહે છે. હવે પ્રાતઃકાળ થયો, અરૂણોદય થતાં બીલકુલ વાર નથી. જોતજોતામાં સૂર્યનો ઝળહળતો પ્રકાશીત ગોળો પૃથ્વીની સપાટી ઉપર આવશે ત્યારે તમો પેલા મળસ્કે ઉઠી ખેતરમાં કામ કરવા ગયેલા ઉદ્યમીઓ સાથે બપોરે યાં સાંજે કામ સરખાવશો તો આસમાન અને જમીન વચ્ચે જે ફેર માલમ પડે છે તેટલો ફેર તમારા કામમાં પડશે. સમજવાનું એટલુંજ કે વ્હેલા ઉઠી કામ કરવા ગયેલા ઉદ્યમી લોકો ખંતથી સારી રીતે કામ કરે છે, અને આળસુ માણસ આઠ નવ વાગે ખેતર જઈ થોડું ઘણું ખોદી પાછો ઘેર આવશે. ઘેર આવી ખાધા પછી જરા આરામ લઇ પાછો ખેતર જશે એટલે ઉદ્યમી કરતાં ૦ા ભાગનું પણ કામ કરી શકશે નહીં.

આપણે હવે ચેતવાની જરૂર છે. પાટીદાર કોમ કેટલી આગળ નીકળી ગઈ છે તે મારાથી કહી શકાતું નથી. એ ઉદ્યમી છે અને આપણે આળસુ છીએ જેથી તેની બરોબરી તો કરી શકનાર નથી. તેઓ ઘણા આગળ નીકળી ગયા છે. હવે તો આપણે ચાલો. તેને

પકડવાનો પ્રયત્ન કરીએ. તેઓ ઘણી ઝડપી ચાલથી ચાલે છે. આપણે પણ વિચારવું જોઇએ કે તેઓએ કેળવણી જેવો ઉત્તમ માર્ગ પકડયો છે જેથીજ તેઓને પગલે ચાલવાની જરૂર છે. આપણે ઘણી ઝડપથી કામ કરીશું તો પણ તે જ્ઞાતિ જેટલું તો કરી શકવાના નથીજ પણ એમ માની મનમાં મોળાપણું આણુશો નહીં. તે વખતે નીચલું સૂત્ર યાદ રાખજો કે,

"ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય,
"ચારચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય."

આજ કાલ હલકી ગણાતી હિંદુ કોમ કે જે ઢેડા દુબળાઓ છે, તેઓએ પણ પોતાની જ્ઞાતિને ઉચ્ચ બનાવવા માટે દુર્વ્યસન જેવાં કે દારૂ, તાડી, મદ્ય, માંસ આદિનું સેવન કાઢી નાખી હવે તેઓ ઉત્તમ રસ્તે સાવચેતીથી ચાલી ઉંચ જાતિની બરાબરી કરવા માટે ખંતથી મંડી રહેલ છે. અને બીજી આળસવાળી જ્ઞાતિ તરફ ધિક્કારની નજરે જુએ છે. તેઓ સારી રીતે સમજી શકે છે. અને તે પ્રમાણે ચાલવા તેઓ પ્રયત્ન કરે છે. વખત જતાં તેઓ ઉંચ દરજજે ચઢશે પણ મારી બિચારી ઉંઘતી જ્ઞાતિ ક્રમે કરી સુધરે તેમ માલમ પડતું નથી. આપણી સનેત્રાંધ જ્ઞાતિ દીવો લઇને કુવે પડે છે તેઓને કોઇ બચાવો રે કોઇ બચાવો, ઘરનું માણુસ ખરાબ થઇ જાય તો તેઓની સંભાળ ઘરનાં માણસોજ તેને સુધારવા પ્રયત્ન કરી લે છે અન્ય કોઇ તે કાર્ય કરતું નથી, તેમજ આપણી જ્ઞાતિને ઉન્નતિ પંથે ચઢાવવા તેમજ તેને બોધવા માટે અન્ય મનુષ્ય તમારી કને આવશે નહીં. તમારે તમારી જાતેજ સુધરી નવીન જમાનાની સાથે ચાલવું પડશે. હમણાં આપણી જ્ઞાતિને લકવો વા

થયેલો છે જો તેનો ઉપાય જલદી નહી કરશું તો આખું રહી ગયેલું અંગ બીલકુલ કામ આવશેજ નહી. પણ તે રોગ મટાડવા યોગ્ય હકીમોને મળી તુરત દવા ચાલુ કરવી પડશે, માટે હવે જલદી કરો. તમે એમ ધારો છો કે હજી પણ અમારો નિર્વાહ ભિક્ષામાંજ થશે પણ તે તમારૂં ધારવું ભૂલ ભરેલું છે. હમણાં ઠામેઠામે વિદ્યાદાન માટે અનાથાશ્રમો, બોર્ડિંગ હાઉસો વગેરે સ્થપાયાં છે, જે તમારી જાણ બહાર તો નહીંજ હોય છતાં તમે શું ધાર્યું છે ? હા હું હવે બરાબર સમજી શકયો છું કે મારી કોમ તેઓના બાપદાદાઓનો ભીખ માગવાનો ધંધો છે તેને છોડવા માગતી નથી. પરંતુ તે મોટી ભૂલ છે તેમજ હવે તો મારી ન્યાતમાં પાંચ સાત યુવકો વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પસાર કરી છે. જે આજે હમારી કોમના નેતાઓ કહીએ તો ચાલે એમ છે છતાં તેઓ બધા વાંકી ટોપી મૂકી. અભિમાનરૂપી ભાર શીરપર રાખી જગતમાં વિચરે છે. તેઓની કેટલી બધી ભૂલ છે ? મારા વ્હાલા યુવક ભાઇઓ ! આપણે નવીન જમાનામાં વિચરીએ છીએ અને આપણે જાણી શકીએ છીએ કે હવે જમાનો ભીખ માગવા માટે નથી પણ ભીખને બદલે દૈનિક શીખ દેનારો થઇ પડયો છે. જો કદાચ આપણે હમણા આળસુ થઇ બેસી[1] રહીશું તો આપણી પ્રજાનેજ વધારે ચાલવું પડશે. જેથી ચેતો ઉઠો જાગો અને કેડ કસી તૈયાર થાઓ, મારા વ્હાલા યુવક બંધુઓ ! હવે તો "યાહોમ" કરીને કાર્ય કરવા મચી પડો. શુભ કર્મનું ફળ શુભજ છે તો પછી શા માટે પાછળ પડો છો ? આપણી જ્ઞાતિ જોઇએ તે પ્રમાણમાં

---

૧ (૫) મા લેખમાં જુઓ.

ચાલી શકે તેવી કે ધનાઢય નથી જેથી આપણે શું કરી શકશું ? એવો વિચાર તમારા મસ્તકમાં રમણ કરી રહેલો હોય તો તેને સદાને માટે રજા આપજો. કોઇ દિવસ તે વિચાર આપણા કર્મમાં અંતરાયરૂપ થઇ પડે નહીં. આપણી જ્ઞાતિને જલદીથી જગાડવા પ્રયત્ન કરો. કારણ કે જો તે કાર્ય જલદી હાથ ઉપર નહીં લઇશું તો તે ખોટ આગળ આપણનેજ નડતરકર્તા થઇ પડશે માટે ઉઠો. ભારે ખેદભરેલી કલમે લખવું પડે છે કે આપણી જ્ઞાતિના કોઇ કોઈ વૃદ્ધો હજી અર્ધી વર્ષાઋતુ બેઠાં છતાં પણ મધુકરી માગ્યા કરે છે, અને આ ગામ પેલે ગામ રખડતા જોવામાં આવે છે અને ફીટકાર થાય છે છતાં પણ તેઓ તે નીચ ધંધાને પોતાના બાપનો ધંધો સમજી તેમજ તેને વારસામાં મળેલું ધન સમજી તેનો ઉપયોગ કરવામાં બેહદ પ્રયાસ કરતા જોવામાં આવે છે. અહાહા ! ધિક્કાર છે તે ફીટકારી ભિક્ષાને અને ધિક્કાર છે તે ફીટકારી ભિક્ષા લેનાર પાત્રોને. અરે ! એક જોગટાની માફક ઘેરે ઘેર ભટકી ભીખ માગવી અને તે અપમાન ભરેલી ભીખ લેવી એ શું ઓછી શરમની બાબત છે ? આજે ભીખને નીચામાં નીચો ધંધો ગણવાનું મુખ્ય કારણ હાલના ભટકતા ભિક્ષુકોજ છે.

હિતચિંતકો ! આ આધુનિક જમાનો પ્રાચીન જમાના જેવો અધંશ્રદ્ધાળુ તેમજ આપણા જેવા લેભાગુ બાવાઓ ઉપર દયાથી વર્તનાર નથી. તેમજ કપાળમાં ગોપીચંદનનાં ટીલાં કરી ખભે ઝોળી ભેરવી "સીતારામ' કરવાથી ભીખ મળશે નહિ.

ભિક્ષા તો મળશે, પણ તે કયારે કે આપણે આપણાં કર્તવ્યો પરીપૂર્ણ બજાવીશું ત્યારે. આપણે ભીખ લેવાને પાત્ર થઇશું, અને

ભિક્ષા લીધેલી પણ સફળ ક્યારે ગણાશે કે ચાલુ જમાનો તમારા તરફ પૂજ્યભાવથી જોશે ત્યારેજ. મારા કેટલાક વડીલો એમ સમજે છે કે બાવા લોકોને ભીખ માગવાનો પરમાત્મા તરફથી પરવાનો મળેલો છે, સનંદ છે, વડીલો ! એમ સમજવાનું કારણ ભૂલભરેલું છે. શું પ્રભુએ બધા જીવોને ઉદ્યમી બનાવ્યા ને બાવાનેજ આળસુ બનાવ્યા કે જેઓ હજી સુધી ભીખ ઉપરજ આધાર રાખે છે ? યુવકો ! આંખ ઉઘાડી જાગ્રત થાવ, આસપાસની સઘળી જ્ઞાતિઓ સુધારામાં ભળવા હીલચાલ કરતી જણાય છે તો આપણે પણ આળસ છોડી કોમની સેવા કરવા મચી પડો. જો તેમાં ઢીલ કરશો તો આપણા યુવકોજ ફીટકારને પાત્ર થશે વખતને અનુસરી ચાલવું એજ મનુષ્ય કર્ત્તવ્ય છે.

આ આધુનિક જમાનામાં ઉન્નતિના શિખર ઉપર ચઢાને જોતાં દૂર આળસમાં બગાસાં ખાતી એક હમણાં હલકી ગણાતી કોમ તમને નજરે દેખાય છે. હા તે શું આપણી કોમ ? અધમ ગણાતી શું આપણી કોમ ? પોતાનાં કર્ત્તવ્યોથી વિમુખ થઇ જનસમૂહમાં ફીટકારને પાત્ર ગણાય છે તે શું આપણી કોમ ? ઘણાંજ ખોટાં કર્તવ્યોથી હાંસીપાત્ર થઇ છે તે શું આપણી કોમ ? હા. શરમ છે.

# આપણું કર્ત્તવ્ય"

## (૨)

કર્ત્તવ્ય શબ્દનો અર્થ પોતાની ધાર્મિક પવિત્ર ફરજો-તેમજ પ્રભુપરાયણ થવા માટેના પવિત્ર કર્મો—

કર્મ સિવાયનો કોઇપણ મનુષ્ય આ સૃષ્ટિમાં નથી અને હશે તો તે એક આળસુજ હોઇ શકે છે. આપણે પોતાનાં કરવાનાં કર્મોથી ભ્રષ્ટ થયા છીએ. પૂર્વે આપણા વડાવાઓ અન્ય કોમો કરતાં અદકું જ્ઞાન ધરાવનાર હતા એમ માને છે. જનસમૂહે તેમ માનવાનું કારણ એટલું કે તેઓ પોતાનાં કર્મોથી અન્ય જ્ઞાતિમાં સારી છાપ પાડી શકતા હતા. તેથીજ પૂર્વે ઉત્તરોત્તર ચાલતા આવેલા રિવાજો જેવા કે "ગામના બાવાજીને અન્ય ભિક્ષુક કરતાં વધારે આપવું જોઇએ, કોઇ ધાર્મિક ક્રિયા વેળાએ પણ ગ્રામ્ય બાવાને અમુક દાન કરવું જોઇએ" એવા એવા અનેક ધારાઓ હજી સુધી ચાલતા આવેલા મેં જોયા છે, અને તમોએ (વડાલોએ) અનુભવ્યા છે. હજુ સુધી આપણને જે કાંઇ મહત્તા ભરેલી રીતે કોઇ કોઇ ગામમાં ભીખ મળે છે તે આપણા પૂર્વજોના શુભ કર્મોથીજ. હમણાં આપણાં કર્મો કેવાં છે તે ચાલુ જમાનાની જાણ બહાર છે. પણ જયારે આપણે આપણા કર્ત્તવ્યોથી વિમુખ છીએ એમ જનસમૂહની જાણમાં આવશે ત્યારે આપણને માત્ર નામનાજ બાવાઓ કહેશે અને ભિક્ષા પણ ત્યારે મળતી બંધ થશે. કર્મોથી આપણે વિમુખ છીએ એમ લખવામાં મારી અયોગ્યતા તો નજ ગણાય. કારણ કે કેટલેક ઠેકાણે તો મંદિરમાં બની બેઠેલા મહંતો પણ પરમાત્માની પુજા કેમ કરવી તે પણ યથાર્થ જાણતા નથી અને મારે ખુલ્લી રીતે લખવું પડે છે

કે તે બાબતથી તદ્દન અજાણુ છે. તો પછી બીજું શું કરી શકે? એમ પોતાનું મુખ્ય કર્મ કે જે સ્હવારમાં ઉઠી સ્નાનાદિકથી પરવારી વેદના મંત્રોથી પ્રભુની સેવા કરવાની છે તેથી વિમુખ છીએ. કર્મથી ભ્રષ્ટ થયેલા છીએ. આપણામાં જાહોજલાલી નથી. અન્ય જ્ઞાતિ કરતાં જ્ઞાનમાં ઉતરતા છીએ જેથી આપણને બાવન લાખ બાવાઓ કે જે હાલ હિંદુસ્તાનને કંગાલ સ્થિતિ ભોગવાવે છે તે પંક્તિમાં મુકે છે તે શું ખોટું છે? અરે જે ભિખારીઓએ હિંદને કંગાળ સ્થિતિમાં મૂકયો છે તે આપણે નથી. પણ ઘેરઘેર મ ગી ખાનાર બીજા ઉત્તર હિંદમાંથી આવતા ભિક્ષુકો ગુજરાતમાં આ ી હજાર ટેલ નાંખી પોચા ગુજરાતને ઠગો જાય છે તે છે. તમારી જે મહત્તા હતી તેને તમારી મેળેજ ખોઇ છે. તે મહત્તા પુસ્તકને છેલ્લે પાનેનાં કવીતો કથી રહેલ છે. શું તમો ભીખારી છો? શું તમે ઉત્તર હિંદમાંથી આવનાર ભામટાઓ છો? ના નથીજ, તો શા માટે પારકી આશા ઉપર બેસી ભેખને લજવો છો?

હવે મારે બીજી દિશામાં ઉતરવાની જરૂર છે. આખા હિંદુસ્તાનમાં ગણત્રી થયેલી છે કે બાવન લાખ ફકત બાવાઓજ ભિખારી અવસ્થા ભોગવે છે. તેમાં મારી જ્ઞાતિ જેવા ગૃહસ્થાશ્રમીઓ પણ આવી જાય છે, અને તે પણ યોગ્યજ છે. કારણકે મારી જ્ઞાતિના બાવાઓ હમેશાં ભીખ ઉપરજ નિર્વાહ કરે છે. અને જેને જરની પરવાહ નથી. પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની જેને બીલકુલ ચિંતા નથી. તેમજ ધનવાન થવાની ઇચ્છા પણ નથી થતી. વાહ, મારી જ્ઞાતિના સંતોષી સાધુઓ! શું તમો એવી ધીટકારી–નીચ ગણાતી ભીખમાં સંતોષ માની બેઠા છો? અહા!

મારે ભાર દઇ લખવું પડે છે કે એ ભીખને છોડી સ્વકર્મમાં મચી, આર્થિક સ્થિતિ સુધારી પોતાનું જીવન સુખી કરવા પ્રયત્ન કરો. આપણી આર્થિક સ્થિતિ સંપતવાળી ન હોવાથીજ આજે આપણી જ્ઞાતિ ધનહીન તેમજ વિદ્યાહીન રહી છે એમાં સંશય નથી. માટે હવે આ સાંપ્રત કાળમાં શું કરવું ? પોતાની ઉન્નતિ અર્થે તેમજ પોતાના કુટુંબની ઉન્નતિ માટે તત્કાળ યોગ્ય પગલાં લેવા જોઇશે. હવે કદાચ ધારો કે આપણે આપણી આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યો છતાં જો તે કાર્યમાં ફળીભુત થવાયું નહીં. તો તેથી શું આપણે ભીખ માગી ખાવી! શું આપણને પ્રભુએ હાથ પગ આપ્યા નથી! શું આપણામાં ખેતરમાં રળવા જવાની શકિત નથી ? શું આપણામાં ભીખ સિવાય કોઇ રીતનો ધંધો કરી આપણું પેટ ભરવાને શકિત નથી ? બધુંય આપણી પાસે છે. પણ આળસ આગળ બધું ધોવાય જાય છે. કર્મના કિરણોને આળસના મોજાં લાગવાથી પાછા ધસડાઇ જાય છે. અને આળસ સમુદ્રમાં તેના મોજાંઓ સાથે મનુષ્યની કર્મ વૃત્તીઓ હવા ખાય છે. અરે એવા આળસુ મનુષ્યો શું કામના છે ? પોતાનું જીવન નકામું એળે ગુમાવે છે. અને બીજા કોઇને પણ પોતાની સોબતમાં નાંખી તેનું જીવન પણ એળે ગુમાવે છે. પુસ્તકના પહેલા પ્રકરણને મથાળે જે વશિષ્ટવચન લખેલું છે ને વ્યાજબીજ છે; કારણકે એવા મનુષ્યો પોતાના કર્તવ્યથી વિમુખ થઇ આ સૃષ્ટિમાં ભારરૂપે ફરી જીવન પુરૂં કરે છે.

આજકાલ દરેક યુવકના મનમાં પોતાની સ્વતંત્રા માટે તેના વિચારો રમી રહેલા જોવામાં આવે છે, તેમજ સુધારામાં ભળવા

માટે પણ નિશ્ચિત વિચારો છે. એવા યુવકોજ પોતાની જ્ઞાતિનું ભલું ઇચ્છે છે. પણ જુના જમાનાના વૃદ્ધ લોકો તો હજી એમજ સમજે છે કે હજી પ્રાચીન જમાના પ્રમાણેજ આ વખત વહ્યો જાય છે, પણ તેમ નથી. આ સાંપ્રત કાળમાં તો વિદ્યાવાળા તેમજ સ્પષ્ટ વકતા તેમજ કર્મયોગી થવુંજ પડશે. દરેક વ્યક્તિઓ પોતાની સ્થિતિ સુધારવા તેમજ જ્ઞાતિની દુર્દશા જોઇ જે યોગ્ય પગલાં લેવા તૈયાર થાય છે. તેજ યુવક આ જમાનામાં કર્મયોગી થઇ શકશે; પોતાની જ્ઞાતિમાં પ્રાચીનકાળથી ચાળતા આવેલા કુધારાઓ જેવા કે મરણ પાછળ દહાડો પાણી કરવાં, તેમાં ગજા ઉપરાંત પૈસો ખરચી નામના કરવી. એ રિવાજ મને તદન ગેરવાજબીજ લાગે છે. કારણકે જો કદાચ એવી નામના કરવામાંજ પોતાના મૃત કુટુંબીજનો જો સ્વર્ગે પહોંચતા હોય તો ભલે તેમ કરે પણ તેમ નથી. મૃત જીવ પાછળ તો તેની ઉત્તર ક્રિયાજ કરવી પડે છે, તેજ કરવાથી તે મૃત જીવનો ઉદ્ધાર થાય છે. પણ જીદમાં ખરચપાણી કરી નામના મેળવવાથી થતો નથી, તો આપણે દુ:ખ વેઠી શા માટે એવી ખોટી નામના કરવી જોઇએ ? ભલે કોઇ ધનવાન પુરૂષ વધારે પૈસા ખરચી સારી રસોઇ બનાવે, તેથી શું આપણે આપણી ઝુંપડી તેની હવેલી તરફ જોઈ નીચે તોડી પાડવી ! અરે એમ કરશો તો ખાવાના ને રહેવાના વાંધા પડશે. મેં મારી જ્ઞાતિમાં અનેક કુટુંબોની કંગાલીયત એવીજ રીતે ચાલવાથી થઇ છે એમ જાણ્યું છે તેમજ અનુભવ્યું પણ છે. તેં કુટુંબનો માહીતગાર પણ છું. માટે ભાઇઓ એવા વરા કરતા અટકો અને પોતાની સ્થિતિ તરફ વિચાર કરી પછી પગલાં ભરો. પારકાનું જોઇ બળો નહી પણ તેમ

ન કરતાં રહો, પેદા કરો. પેદા કરવા માટે કાંઇક ભોગ આપો, ભોગ આપ્યા સિવાય કોઇ પણ વસ્તુ પ્રાપ્ત થતી નથી, તો શા માટે એવું નકામું જર ફેંકી દીયો છે; ભાઇઓ જરા વિચાર રાખો. આપણી સ્થિતિપર વિચાર કરીનેજ ફલંગ મારવા હિંમત કરવી. જે લખવું હતું તે લખાઇ રહ્યું છે. પણ તેનાથી પણ વધારે અને ધ્યાનમાં લેવા જેવી બાબત હવે પછીની છે. જુઓ આપણે તેમજ આપણી કોમ હરકોઇ જ્ઞાતિ કરતાં પાછળ છે. સંપત્તીમાં તેમજ વિદ્યામાં બન્નેમાં સરખા છીએ.

આ આધુનિક સમયમાં પ્રાચીન ધારાઓ પુરાતની હોવાથી ખોટા થઇ ગયા છે. જુનું છોડી નવું પકડી નવીન જમાનાને અનુસરો. એવું વલણ આપણા હિંદ ઉપર પશ્ચિમનો છાંયો પડવાથીજ થયું છે. યથાર્થ તે વ્યાજબીજ ગણાય છે. હમણાં દરેક વ્યક્તિઓ પોતાની ફરજો ઉપરાંત અન્ય કોમની ફરજો સમજી શકે છે એવી થઇ છે અને થશે જયારે મારી અંધ જ્ઞાતિ પોતાના કર્મો પણ કેમ બજાવવાં તે પણ યથાર્થ રીતે સમજી શકતી નથી તો કયાંથીજ શકે વારૂ? મારા સમજવામાં ભુલ છે. મારા વડીલો એટલું તો ખાસ સમજે છે કે કપાળમાં ટીલાં કરી ખભે ઝોળી ભેરવી ગામમાં ભીક્ષાર્થે નીકળી "સીતારામ"નો ધ્વની કરી ભીખ મેળવવી અરે! એવાં ભેંસને ભડકાવી બગાડે એવાં ટીલાંઓ કરી ભીખ માગવાને તમો લાયકાત ગણાતા નથી. જો તેમ હોય તે આજે ભીખારીઓનો જે તીરસ્કાર થાયછે તે થાત નહીં. તેમજ તમારી જે અધમ દશા છે તેવી દશા પણ આવત નહીં. તમારાં કર્મો હમેશાં સાધુતાઇ (પવિત્રતાઇ)વાળાં હોવાં જોઇએ. ખેડુત, ક્ષત્રી વીગેરેના સ્વાભાવિક

કર્મો છે તેવીજ રીતે આપણા કર્મો પણ હમેશાં સાધુ ગણાવા માટેજ સાધુતાઇવાળાં હોવાંજ જોઇએ જો કદાચ બે ટીલાં કરી સાધુ ગણાવા માંગતા હો તો તમારે માટે હિંદમાં બીલકુલ જગ્યા છેજ નહીં અને રહેશે પણ નહીં જો તમારી પ્રતીષ્ટા ટીલાં કરવાથીજ જો વધતી હોય તો પછી બીજાઓ પણ સાધુજ ગણાવા જોઇએ પણ તેમ નથી અન્ય કોમના બાવા થઇ ગયેલા લોકો કેવું કહે છે તે સાંભળો—

"તીલક છાપા તુલશીમાલા, મુખે હરકા નામ
"નાજુક નારી હાથ લગે બસ દીલારામં બસ દીલારામ બસ
દીલારામ (પવિત્રલક્ષ્મી)

પણ તેવા સાધુ થઇ બેઠેલાઓ માટે ભોજા ભગતના ચાબકા તેમજ અન્ય કવીતો શું ઓછાં છે ? આપણે જન સમુહને બતાવવું પડશે કે હમેં તેવા બે ભાગુ બાવટાઓ નથી. હમે પણ તમારી જાતમાંનાજ ઉધમી ખેડુત લોકો છીએ. હમે ગામેગામ ના પાદરે રખડનારા તથા હિંદને કરીએ છીએ નદુઉપરાંત ધર્મોની પવિત્ર ફરજો શોધી સમજી, તમને સમજાવનારા સાધુ તરીકે કામ કરનારા સેવકો છીએ. મારો કોઇ વડીલના ધ્યાનમાં એમ આવશે કે શું આપણે બીજાના સેવક છીએ ? આપણને બધા મહારાજ મહારાજ, કહી પગે લાગે છે એટલે આપણે મોટા છીએ અને બીજા અન્ય મનુષ્યો સેવકો છે. એમ જેવો માને છે તેઓ ખરેખર અજ્ઞાની છે. ભલે ભણીગણીને કાશી જઇ પંડીતનું પુછડું વળગાડેલું હોય પણ જ્યાં સુધી અભીમાનરૂપી "હું" શબ્દ મગજમાં રમણ કરી રહેલો જે છે ત્યાં સુધી તે કર્તા સાત્વીક કહેવાતો નથી. પણ કર્તાપણાના

અભિમાન રહિત જે પુરૂષ કર્મ કરે છે તેજ દૈવી સંપત્તિવાળો ગણાય છે અને તેજ કર્તા સાત્વિક કહેવાય છે. માટે આપણે પોતાનું કાર્ય એક ફરજ સમજી કરવું જોઇએ. જેથી વધારે ભણેલા એટલે અમુક ડીગ્રીવાળા કે ગમે તે હોદ્દેદાર કામ આવતા નથી પણ જે કર્મમાં મસ્ત રહેનારજ મહા કાર્યો કરી શકે છે. જેથી આપણી ન્યાતમાં ભલે મારા જેવા યુવકો જાણતા હશે કે હવે આપણે પણ બીખને છોડી કર્મયોગી થવું પડશે છતાં કોઇ આગળ પડતો ભાગ લઇ કાર્ય કરવા મચી રહેતું નથી. જેથીજ આ પુસ્તકનો જન્મ થવા પામ્યો છે. એમાં લખેલા વિચારો જો સ્યુત્ય ન હોય તો છોડી દેજો. અગર પુસ્તકને બાળી મુકજો.

હાલમાં આપણે ભર નિદ્રામાં સુઇ રહી જીંદગી પુરી કરવા માગીએ છીએ. ચાલુ જમાનો આળસુને ઉદ્યમી બનાવનારો છે. જીતમાં આળસુજ ભિખારી છે. કારણકે કર્મ કરવાવાળો ભૂખે મરતો નથી. પણ સુખે જીંદગી ગુજારે છે. ભલે તમે એવી દુ:ખમયી સ્થિતિ ગુજારી છે. તેથી શું તમારા ફરજંદોને તેવીજ સ્થિતિમાં મુકવા માગો છો ? ના, તમારાં છોકરાંઓ આ જમાનામાં સુધારાની ટક્કર ઝીલી શકે એવાં બનાવવાં જોઇશે. એવી દરેક પુત્રવાન શુભેચ્છક પિતાની શુભેચ્છા હોવી જોઇએ. જો તેમ કરવા કોઇ મનુષ્ય અભાગી નીવડશે તો તે અત્યંત શાપિત થશે. કે "અરે ! મારા બાપે મને બીલકુલ કેળવણી ન આપી મારૂં જીવન સુધાર્યું નહીં. હું બચપણમાં નહોતો જાણતો કે હું ન ભણીશ તો શું થશે અને ભણીશ તો શું થશે. પણ નવીન જમાનાને મારા બાપે અનુભવ્યો છતાં પોતાનો ધંધો નીચ તેમજ પોષણ ન થાય તેવો જાણ્યા છતાં મને ભણાવી સુખી

ગયો. એના પેટે જન્મ લીધેલો પણ વૃથા ગયો. ધિક્કાર હજો એવા પિતાઓને કે પોતાના પુત્રોનું પણ હિત ચ્હાવામાં આટલા આળસુ છો !" એવા અનેક તરેહના મૃત પામેલા જીવોને શાપો સાંભળવા પડશે. જેથી તેવા શાપોથી વિમુખ રહેવું હોય તો જલદી ચેતી ચાલવાની જરૂર છે. આળસ રાખો મા. વખત વહ્યો જાય છે; તમારો જેવો તે આળસુ નથી કે તમારે માટે તે પણ ઉભો રહે. વખત જાય છે તે પાછો મળતો નથી માટેજ શુભ કર્તવ્યમાં આળસ રાખવી નહીં કહ્યું છે કે--

"હસ્તે મુખ રસ્તામાં વેર્યાં,
"ફૂલ નશીબે ગુલાબ કેરાં;
"નીચા નમી વીણીશું ક્યારે,
"આજ આજ ભાઇ અત્યારે."

શુભ કર્મો બધાં ગુલાબનાં પુષ્પો જેવાં છે; જે જગતમાં વેરાયલાં છે. તેને ક્યારે વીણવાં ? આજ ને આજ તે કામ કરવું. અને વળી તે અત્યારેજ. જેથી આળસ છોડી કર્તવ્યોમાં પાછળ પડવું નહીં.

ગરીબ તેમજ અભણ પુત્રના શુભેચ્છક પિતાઓ ! શું તમારૂં હૃદય એટલું બધું વજ્ર જેવું છે કે તેવા શાપિત ઉદ્ગારો સાંભળી શકો ? ના, આપણાં બાળકોને આ જમાનામાં અન્યની બરાબરી કરવાને માટે આજથીજ આપણે યોગ્ય પગલાં લઇશું તોજ આપણે તેમજ આપણી ભવિષ્યની પ્રજા પણ પોતાની જીંદગી સુખમય ગાળી શકશે.

આપણી પ્રજા પારકા ઉપર આધાર રાખી બેઠેલી હોવાથી પોતાનો ઉદય કરી શકતી નથી. શા માટે તમો પારકી આશા ઉપર બેસી રહો છો? નીચ ગણાતો ધંધો ભીખ છે તે શું તમારૂં કર્ત્તવ્ય છે? પારકા પાસે હાથ ધરવો અને વળી તેની પાસે કરગરી યાચવું. ને કોઇ વખત તિરસ્કાર પણ સાંભળવા પડે છે એ શું ઓછી શરમ ભરેલી બાબત છે? ફીટકાર પામી માન વર્જીત થઇ જગતમાં જીવવા કરતાં મૃત્યુ વધારે ઉત્તમ છે એવું માનથી ભંગ થયેલું જીવન શું સુખમય જશે? ના, ના. તો શા માટે પારકી આશ ઉપર બેસી રહો છો? જો યાચવું હોય તો વિશ્વંભર પાસે યાચો, માગો, પગે પડો, વિનંતી કરો, કરગરીને આજીજી કરો. જગતનાં મનુષ્યો તિરસ્કાર કરે છે પણ પ્રભુ પોતે પોતાના બાળકોને કરડી નજરથી જોતો નથી. માટે તેની પાસે યાચો. શું યાચશો? રખેને વળી પણ ઝોળીમાં આયાત નથી તે માગી બેસતા! મા. પ્રભુ પાસે મનુષ્યજન્મની સાર્થકતા માટે—તેને મળવા માટે જ્ઞાન માગી લેજો કે જનસમૂહમાં પણ સુયશ મેળવી પ્રભુદ્વારે પણ તમારા આગમનની રાહ જોવાશે. ક્ષુલ્લક પ્રાણીઓ પાસે બીલકુલ યાચશો નહીં. તમને તેઓ શું આપી શકનાર છે? તેઓ મુઠાભર અન્ન આપી શકશે. પણ પ્રભુનું આપેલું કદીપણ ખુટશેજ નહીં આપણે પોતાના ધર્મોથી ફરજો બજાવતાં શીખવું જોઇશે, કર્મજ તમારો ઉદ્ધાર કરનાર છે, કર્મથીજ તમારી જીંદગી સુખમય થનાર છે, કર્મથીજ ધન-સંચય પણ થનાર છે અને કર્મી લોકોજ પરમપદ પ્રાપ્ત કરવાને લાયક છે. જેથીજ કર્મયોગી થાવ. મહાત્મા અર્જુન પ્રત્યે પણ શ્રીકૃષ્ણ ભગવાનનો એજ બોધ હતો કે "સર્વ કાળને વિષે તું યોગી

થા" જેથી આપણે પણ કર્મયોગી થવુંજ જોઇએ કર્મ કરવામાં જે મનુષ્ય આળસુ નિવડે છે તે વિદ્યાહીન કિંવા ધનહીન હોઇ આ જીવતર પશુ સમાન ગાળી વૃથાજ જીવે છે. પૃથ્વીમાં તે ભારરૂપ થઈ પડે છે તો તેવાઓને જ્ઞાતા પુરૂષોએ બોધ કરી કર્મયોગી બનાવવા એ તેઓનું ભૂષણ છે. પોતાના જ્ઞાનનો વ્યય સન્માર્ગે જે કરતો નથી પણ પોતાના માનને ખાતર યા તો પોતાના ઉદરને ખાતરજ કરે છે તે પણ વૃથા જીવતર ગાળનાર પાપીજ આત્મા છે એમ સમજવું.

આપણે આળસ છોડો. કર્મ કરવાને ઉત્સાહથી દોડો, અને કરો. અને પછી જગતને જાહેર કરો કે અમો ભીખ માગી ખાનાર હિચકારા માફક તમારી આજીજી કરીશું નહીં. તેમજ તમારી પાસે યાચના પણ કરીશું નહીં; પણ હવે તો ભીખને છોડી વેદનું દોહન કરી તેનું પાન તમને યથેચ્છ રીતે કરાવીશું, અને જગતમાં તમારા એક સાચા વિશ્વાસુ મિત્ર તરીકે રહી શકશું. જગતમાં તમને સન્માર્ગે દોરવી તમારો અભ્યુદય કરીશું. તમારામાં જ્ઞાનદીપક પ્રકટાવીશું તમારે ખાતર અમો સર્વ દુઃખોને સહન કરી કોઇપણ બાબતમાં સાચા સલાહકાર થઇશું ત્યારેજ અમે પૂરેપૂરી રીતે સમજી શકીશું કે—"એજ અમારૂં મુખ્ય કર્તવ્ય"

(૩)

# આ શું જ્ઞાતિસંપ?

જ્ઞાતિસંપ—જ્ઞાતિના ધારાઓનું યોગ્ય રીતે પાલન કરવું. ધર્મ પ્રમાણે પોતાની કોમનીજ ફરજો બજાવતી રહે તેજ કોમ સંપીલી હોઇ શકે.

ધારાઓનો અમલ ન કરવો, ન્યાતમાં કુસંપ કરાવવો, કોઇના ઘરમાં યા કુટુંબમાં વિક્ષેપ કરાવવો, ન્યાતમાં કોઇપણ જાતના બખેડા ઉત્પન્ન કરી તડ પાડવાં, આ શું ઓછી મૂર્ખતા?

હરકોઇ જ્ઞાતિમાં એવા ધારા ઘડવામાં આવે છે ત્યારે સર્વ માણસો એકઠા થઇ એકે અવાજે તે ઠરાવ પાસ કરે છે; અને તે બેઠકમાંથી ઉઠી યા ઘેર જઈ પોતાના વિચારો બદલી તે ધારાઓના શત્રુ થઇ સામા પડી કુસંપ કરાવે છે, તે શું ઓછી અણસમજણ?

જુઓ ત્યારે આપણી જ્ઞાતિના ધારાઓ એવા સખ્ત નથી તેમજ ભારે દંડ કાયદો ઉલ્લંઘન કરનારને થતો નથી, છતાં તેના અમલમાં પણ આપણી બિચારી કોમ પાંગળી નીકળી; અને લાડુ ખાઇ, એકઠા થઈ ધારા બાંધી લોકો ઉઠીને ચાલ્યા ગયા, જાય છે.

આપણા યુવકો હવે જમાનાને જુએ અને તેની વાટમાં ચાલે તો સારી વાત છે. ભલે આપણી જ્ઞાતિ ઉંચ હો કે નીચ હો, અજાણ હો કે સર્વ વાતે જ્ઞાત હો છતાં પણ પોતાની પવિત્ર ફરજો તેમજ પ્રેમભરેલી દૃષ્ટિથી હરહંમેશા જોવું જોઇએ. તેમ કરવાથીજ તમારી

ઉંચતા—શ્રેષ્ટતા ગણાશે—વધશે જો ... તેમ ન કરશો તો પછી આ જગતમાં જન્મીને બ્યથા ભાર માફક—પશુ સમાન જીવતર ગાળી મૃત્યુને શરણ થવું પડશે. એટલે જીવતર એક શ્વાન જેવુંજ છે. જેથીજ આપણે ધારાઓ જાણવા, મનુષ્ય તરીકેની ફરજ પણ જાણવી, તે પ્રમાણે આપણે ચાલવું અને આપણા કુટુંબી તેમજ દરેક જીવોને તેમ કરવા ભલામણ કરી ધર્મપંથે ચઢાવી રાજી થવું. પણ ચઢતા માણસને અટકાવી રાજી ન થવું દરેક જીવોનું ભલું કરવું એજ મનુષ્યજન્મનું કર્ત્તવ્ય છે.

આપણી કોમ શાથી અંધારામાં રહી તેનું સબળ કારણ માત્ર એટલુંજ છે કે એકજણ બીજાને ચઢતો અટકાવેછે. ઘણા કુચાલો નથી છતાં સુધારાનો પ્રચાર નથી તેમજ વિદ્યા સંપાદન કરવામાં પાછળ પડયા જેથી અત્યારે આ અધમ દશામાં છીએ. મારા વૃદ્ધ તેમજ યુવક બંધુઓ પોતાની ઉંચતા કરવા—ઉંચ સ્થિતિએ ચઢવા, જગતમાં સુખી જીવન ગાળવા, સ્વાર્થને માટે નહીં પણ જનહિતાર્થે કામ કરવા, પોતાના સ્વજનોને સુખી કરવા—ઉચ્ચ દરજ્જે ચઢાવવા—તેમજ નિજ દેશનો ઉદ્ધાર કરવા માટેજ નિઃશંકપણે તમો સ્તુત્ય કાર્યમાં પાછા પડશો નહીં તોજ તમો દરેક કાર્યમાં ફળીભૂત થયા વિના રહેશો નહીં. અન્ય જ્ઞાતિનો ધડો લઇ આપણે પણ ચેતવુંજ જોઇશે આપણે દરેક કાર્ય ઘણીજ ઝડપથી કરવું જોઇશે. (અન્ય જ્ઞાતિ આગળ છે માટે) આધુનિક જમાનામાં એવો એક વિષય મહાન છે જે કેળવણી છે. પૂરેપૂરી રીતે પ્રયાસ કરી આપણાં બાળકોને તેનાં ઉપભોગી બનાવવાં. તોજ પિતા તરીકેની ફરજ બજાવેલી તેમજ બાપ તરીકેની

મહત્તા ભોગવેલી યથાર્થ ગણાશે. આજકાલ આપણી જ્ઞાતિ છેક દરેક કાર્યમાં તેમજ ગૃહકાર્યમાં તેમજ અન્ય ધર્મ તેમજ બીજા વિષયો તરફથી પણ વિમુખ થતી જાય છે આપણે આપણી ફરજ સમજતા ન હોવાથી આ પરિણામ આવ્યું હશે. અને તેજ મુખ્ય કારણ છે કે પોતાની અમૂલ્ય જીંદગીનો નિર્વાહ છેક નીચ ગણાતી (હાલમાં) ભીખ ઉપર ગાળે છે, અને તે સાચુંજ છે. જો કોઇ એ સામે કાંઇ કહેશે તો તેની ખરેખર મૂર્ખતા છે. એમ સમજવું અને તે પણ હરામનું ખાવાવાળો ભિક્ષુકજ હોવો જોઇએ, નહીં તો તેને લાગે નહીં. જો લાગણી થશે તો પોતાના સંબંધીઓને નીચ ધંધો છોડાવી વેપાર યાતો ખેતીનો ધંધો કરવાની ભલામણ કરશે, પણ કોઇ પાસે હાથ ધરવાનો ધંધો છોડાવશે. મારૂં લખવું એવું નથી કે કોઇ આપે તેનું ન લેવું. પહેલાં આપણે આપણું કર્ત્તવ્ય શું છે તે સમજવું અને પછી પોતાની મેળેજ આપણને ભીખ આપશે. શા માટે ન આપે? આપણે પ્રથમ આપણો ધંધો છોડયો, સુઘડતા છોડી, ગામ લોકો સાથે પણ કુસંપ રાખ્યો. એજ આપણી મૂર્ખતા છે. આપણો ધર્મ એ છે કે કુસંપ થતો અટકાવવો જોઇએ. છતાં આપણે કુસંપ કરી તેઓમાં વિરૂદ્ધ વર્તન ચલાવવું, ભુંડા થવું, એ કાંઇ વાસ્તવિક ન ગણાય. જેમકે "પાણીમાં રહેવું અને મગર સાથે વેર" ખરૂંજ છે. જો ગામમાં અગર જ્ઞાતિમાં રહેવું હોય તો તેની સાથે ભળીને રહેવું.

જેથી જ્ઞાતિમાં ભળીને રહેવાની જરૂર છે. જો જ્ઞાતિમાં ભળીને રહીશું તો સર્વ વાતે સુખી થઇશું, સ્થિતિ પણ સુધરશે, જો પારકાનું ભલું ઇચ્છીશું તો આપણું પણ ભલુંજ થનાર છે. એમાં સંશય નથી.

આપણી જ્ઞાતિમાં પોતાનું ભલું કરનાર તો છેજ નહીં, પોતાની ઉન્નતિ શી રીતે કરવી, તે પણ સમજતા નથી તો અન્યનું ભલું શી રીતે કરશે અને પોતાનું જીવન પણ એક પશુ સમાન પ્રજા ઉત્પન્ન કરી વૃથા પુરૂં કરશે.

આજકાલના મારા યુવકભાઇઓ પુરી રીતે સમજી શકે છે કે હવે હમો બરાબર સમજી શકીએ છીયે અને તે તો જાણે કે રાજા નહોય એમ પોતાનું વર્તન રાખે છે. કોઇનું કહ્યું માને નહી અને અપમાન કરે તો સંપની વાત છેટી રહે અને પ્રાચીન કાળમાં બે ત્રણ ચોપડી ભણીને વિદ્વાન થયેલા હોય છે. જેથી આવા કાર્યોમાં સંપ થતો નથી એમ સમજું છું અને તે ખરૂં છે એમ પણ નિઃશંકપણે અને શરમ ભરેલી કલમે લખું છું.

જો કદાચ એમાં ભૂલ હોય તો તે મારી ભૂલ ન ગણાય પણ ભૂલ તે કુસંપ કરનાર ભણેલાની ગણાશે; કારણ કે તે એટલુંજ સમજતો હશે કે કુસંપ કરવામાંજ સાર છે. પણ તે ખોટું છે. પોતાનો ઉદય પણ તે મૂર્ખ કરી શકતો નથી અને પોતાના સાથીને તેમજ કુટુંબીઓને પણ ઉંચ દરજજે ચઢાવી શકતો નથી. તેને અહીં દુનિયામાં ધીટકાર છે. અને પ્રભુના દરબારમાં પણ તેમજ હશે એમ ધારીશું તો તે આ ઠેકાણે અયોગ્ય નહીંજ લેખાય.

આપણી જ્ઞાતિમાં કેટલાક યુવકો તેમજ વૃધ્ધો એવા વિઘ્નસંતોષી છે કે ક્યારે ફલાણા ઘરમાં કુસંપ થાય અગર ન્યાતમાં શા માટે ખલેલ નથી? જેથી કાંઇ પણ અલ્પ છિદ્ર શોધી કુસંપ કરાવે છે. તેમ છતાં જો કંઈ ન બને તો ન્યાતના કાયદાઓને માન આપતા

નથી. ન્યાતમાં ઠેરવેલા ગુન્હા બદલ અમુક દંડ તરીકેની શિક્ષા કબુલ કરતા નથી અને બે ભાગ પાડે છે. તેમાં આજુબાજુએ પડેલા બિચારા નાના(સ્થિતિમાં)ભાઇઓનો તેમજ તોફાનીઓનો પણ ભાવ આવી જાય છે. જેમકે દુકાળના વખતમાં કોદળા મોંઘા મળે છે, પણ સુકાળમાં કોઇ પુછતું નથી. તેજ પ્રમાણે તે લોકોને તે વખતે સારૂં ભાવી જાય છે કન્યા પણ કોઇ વેળા પ્રાપ્ત કરી લેશો નહીં તો સુકાળમાં કોદળા મળેજ નહીં. લખવાનો હેતુ એવો નથી કે ગરીબને કન્યા ન મળવી જોઇએ પણ એવી ઉન્મતાઇ કરવાથી કન્યા આખરે દુઃખી થઇને મા બાપોને શાપ દે છે. ન્યાત સંપે હોય તો એવા તોફાની ઘરમાં કન્યા ન આપે. આપણે કામ કરીએ છીએ તે કેવાં કરીએ છીએ તે નીચેના દ્રષ્ટાંતથી સમજાશે.

કોઇ એક ગામમાં બ્રાહ્મણ રહેતો હતો, જેને ત્યાં કોઇ યજમાન તરફથી દાનમાં ગાય મળી હતી: જે ભેંસ જેવી દુધ આપવા વાળી હતી. એટલે ગાય ઘણીજ સારી હતી. અને તેના શીંગડાં ફુલ્લાં એટલે માથા ઉપર છેડે વાંકા વળેલાં હતાં.

દરરોજ સવારે ગાય બારણે બાંધવામાં આવતી હતી. બ્રાહ્મણ પણ તેજ સમયે દંતધાવન કરવા બેસતો હતો. મુખપ્રક્ષાલન કરી રહ્યા પછી, વિચાર કરતો હતો કે, આ ગાય ઘણીજ સારી છે. તેમજ એના શીંગડાંઓ પણ કેવાં રૂપાળાં જણાય છે, તો એ શીંગડાંઓમાંથી આરપાર પેસી નીકળી શકાય કે કેમ? આ વિચાર હંમેશ તેના મનમાં રમણ કર્યા કરતો હતો. એમ વિચાર કરતાં કરતાં ત્રણ વરસ વીતી ગયાં પણ તેના વિચારનો પાર આવ્યો નહિ. જેથી એક દિવસ સહવારે તો મુખ પ્રક્ષાલન કરી પોતાની ઉમેદ

પૂર ભાવથી એવો નિશ્ચય કર્યો અને વિચાર્યું કે લોકો કહેછે કે જે કામ કરવું તે વિચારીને કરવું તો તે સંબંધમાં ત્રણ વરસ વિચાર કર્યો તો તે વિચાર આજે હું અમલમાં મૂકીશ એજ વાસ્તવિક છે. એમ વિચારી પોતે સજ્જ થઈ બાંધેલી ગાય પાસે ગયો અને વાંકા વળી વાંકા વળેલાં શીંગડાંમાં માથું ઘાલી જોરથી તેમાં પેઠો. લગભગ અડધો પેઠો એટલે સપડાયો જેથી જોર કરી બહાર નીકળવા ફાંફાં મારવા લાગ્યો. એટલે સુધી ગાય સ્થિરતાથી ઉભી હતી. પણ હવે તે ભડકીને ખીલો ઉખેડી નાઠી. એટલે બ્રાહ્મણ ભાઇ તો ગાયના શીંગડાં ઉપર ખીલાનો માર ખાતા ખાતા આખા ગામમાં ફરવા લાગ્યા.

આવું કૌતક જોઇ ગામના માણસોએ એકઠા થઇ ગાયને પકડી અને મહા મુશીબતે બ્રાહ્મણને બહાર કાઢયો, અને પૂછ્યું આસ્યા ઉમિયાશંકર મહારાજ! તમારે વિચાર તો કરવો હતો કે તેની આરપાર નીકળાશે કે નહીં! આ સાંભળી ઉમિયાશંકર બેધડકપણે બોલ્યા ભાઇઓ! એમાં મેં કાંઇ ખોટું કર્યું નથી. આજે ત્રણ ત્રણ વરસ થયાં વિચાર કરીનેજ મેં કામ કર્યું છે. એમાં શું ખોટું છે? આ સાંભળી સર્વે માણસો તેની બુદ્ધિની અટકળ કરી પુષ્કળ હસવા લાગ્યા અને કહ્યું કે મહારાજ વિચાર કરવો અને વિચારવું એટલે પોતેજ એ પ્રમાણે કરવાનું નથી, પણ આપણી બુદ્ધિ કાંઇ કાર્યમાં પાછળ પડતી હોય તો આપણાથી કોઇ મોટી ઉમ્મરના માણસને પૂછવાથી તેનો નીકાલ તુરત થઇ જાય છે. તમે પોતે વિચાર કર્યો પણ કોઇને પૂછયું નહીં જેથીજ આ દુઃખ ભોગવવું પડયું, તમે ભણેલા છો પણ ગણેલા જણાતા નથી. આવી અનેક તરેહની વાતો કરતા લોકો વિખરાઇ ગયા અને બ્રાહ્મણભાઇને કાંઇપણ વાતમાં પડો લેવા યોગ્ય ગણ્યો.

તેજ પ્રમાણે મારા કોઈ જ્ઞાતિજનો એવું ખોટું એટલે વિચાર્યા સિવાયનું સમજી ખેંચ્યા કરે છે એટલે તેનું પરિણામ ખોટું આવે ત્યારેજ સમજે છે. તોપણ ફરીથીં એવા કાર્યમાં ભાગ લેવા તત્પર થાય છે જે શું ઓછી બેવકુફાઇ ગણાય ? આપણને સખ્ત ફટકો વાગે તે શું આપણે ભુલી જઇશું ? ના, નહીંજ.

તો તેમ નહીં કરતાં ફરીથી વિઘ્નસંતોષી થઇ બખેડા ઉત્પન્ન કરવા અને ન્યાતમાં હરેક પ્રકારનાં છિદ્રો શોધી માંહોમાંહે કજીઓ કરાવી કુસંપ કરાવવો એજ મૂર્ખતા છે. ન્યાતના ધારાઓનું ઉલ્લંઘન કરવું અને તેમાં સંતોષ માનવો એ શું ઓછી અણસમજણ છે. જ્યાં સુધી એવા માણસો સુધરશે નહીં ત્યાં સુધી ન્યાત સુધરનાર નથી, માટે તેઓને પહેલાં સુધારવા જોઇએ અને આપણે શરમાવું જોઇશે કે અન્ય જ્ઞાતિઓ કેવી સલાહસંપથી વર્તે છે. તેનો આપણે ધડો લઇ આપણે સુધરવું જોઇએ. તોજ આપણે ઉત્તમ પ્રકારની કેળવણી તેમજ ધર્મ બજાવી શકીશું.

જ્ઞાતિમાં તડ પાડવામાં, કોઇનો વિવાહ ભંગાવવામાં, કોઇની સ્ત્રીને ખોટું સમજાવી ઘર ભંગાવવામાં અને ન્યાતમાં અપમાન પામવામાં, અભિમાન લેવું એ બધું શું જ્ઞાતિમાં જન્મેલા પુરૂષોનાં કર્ત્તવ્યો છે ? અને એ શું જ્ઞાતિસંપ ગણાશે ? ના, નહીંજ.

(૪)

# આપણી કોમ શા માટે પાછળ પડી?

મારા સુજ્ઞ વૃદ્ધ સુશીલ સાધુઓ? તેમજ યુવક તથા મારા સર્વ સુજ્ઞ ભાઇઓ!

આપણે સહજ જાણી શકીએ છીએ કે કોઇપણ કામમાં આપણે જો આળસ રાખીએ તો તે કામ જોઇએ તેવું થતું નથી. અને તેનું પરિણામ પણ આપણે જોઇએ તે પ્રમાણમાં મેળવી શકતા નથી અને પાછળથી આપણને ખોટું લાગે છે કે આપણને બરાબર લાભ ન મળ્યો. જયારે આપણા કામમાં કર્મ કરવાથી ઓછો લાભ મળ્યો હોય તો એમ નિશ્ચયથી જાણવું કે તે આપણી આળસજ છે. જો આળસ ન હોય તો કામને ત્વરાથી પુરેપુરૂં નિયમિત રીતે કરવાનું જારી રાખ્યું હોત તો કદાપિ પણ આપણે તે કામમાં નાસીપાસ અગર ઓછા ફળના ભોકતા થઇ શકતે નહીં.

આપણી જ્ઞાતિમાં આપણે જોઇ શકીએ છીએ અને વિચાર પણ કરી શકીએ છીએ કે હાલમાં જ્ઞાતિમાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થોડો છે, અને તે બલ્કે નહિ જેવોજ છે. કારણ કે હજી પોતે જન-સમૂહમાં કેમ ચાલવું અગર પોતાના વ્યાવહારિક કાર્યમાં કેમ વર્તવું તેનું પણ જેને ભાન નથી. તો પછી એવી આપણી અભણ જ્ઞાતિ કેમ કરી ઉંચ પદ પ્રાપ્ત કરી શકે? ના નહીંજ કરી શકે.

આપણે આટલું તો ધ્યાનમાંજ રાખવું પડશે કે પ્રાચીન જમાનો ગયો છે. અને હવે આ આધુનિક જમાનો ખરેખર હોંશિયારી વિનાના

નથી, આળસુ મનુષ્યોનો પણ નથી. તેમજ ગરીબી સ્થિતિ ભોગવી ભીખ માંગી ખાનાર ભિક્ષુકોનો પણ નથી અને ગામડે ગામડે ફરી મધુકરી કરી ગુજરાન કરવાવાળાઓનો પણ નથી. પણ હુન્નર, ઉદ્યોગ, અને વિદ્યાવાળા મનુષ્યોનોજ છે. તે જગતના સુખનો સારી રીતે અનુભવ કરી જીંદગીનું સાર્થક કરશે અને જન-સમૂહમાં તેમજ સઘળે સ્થળે માન પામી પ્રતિષ્ઠિત થશે, એમ નિશ્ચય જાણવું. "પોતાની કુહાડી પોતાના પગ ઉપરજ મારી" એ કહેવત આપણી જ્ઞાતિને પુરેપુરી લાગુ પડે છ; કારણ કે આપણે પ્રાચીન સમયમાં જે ઉંચતા (શ્રેષ્ઠતા) ભોગવતા હતા તેનું કારણ શું ? આ સવાલના પ્રત્યુત્તરમાં મારે આટલુંજ જણાવવું પડે છે કે આપણા પૂર્વજો અન્ય જ્ઞાતિ કરતાં વિદ્યામાં આગળ પડતા હતા. તેમજ વ્યવહાર કાળમાં પણ ઉંચતા દર્શાવતા હતા. જેથીજ તેઓ શ્રેષ્ઠતાને લાયક હતા. જેથીજ તેઓને ગામના લોકો તરફથી અગર સરકાર તરફથી અમુક વર્ષાસન અગર જમીન મળી હતી. તેઓ પોતાના ધર્મનું રહસ્ય સારી રીતે તપાસી બીજાઓને ઉપદેશ કરતા હતા. તેઓ પોતાના કર્મ થી વિમુખ ન હતા. પોતાનાજ કર્મમાં મચી રહેતા જેથી તેઓ પોતાની જીંદગી સુખમય ગાળી પોતાના પરિવાર માટે અમુક જમીન મૂકી ગયા છે. તેઓ જાણતા હતા કે અમારા ફરજંદો અમારા જેવા કર્મમાં મચી રહેલા થશે અને પોતાનું મેળવેલું સારી રીતે સાચવી શકશે પણ હવે તો ઉલટુંજ જોવામાં આવે છે કે તેનું મેળવેલું સાચવી તેમાં પણ વધારો કરવાનું તો રહ્યું પણ ઉલટું વારસામાં મળેલું પણ સદાને માટે છોડી દેવું પડે છે. તેનું કારણ મારા વૃદ્ધ સુશીલ સજ્જન વડીલો હજુ સુધી પણ બરાબર સમજી શક્યા નથી. તો

તેઓને, હાલના યુવક ગણાતા ભાઇઓ શું કહેશે? યા શાં શાં વિશેષણો આપશે? તે મારાથી લખી શકાય એમ નથી. વડીલો આખા ભવના અનુભવી છતાં પોતાની પાછળની પ્રજાનો વિચાર ન કર્યો કે જમાનો બદલાયો છે, માટે આપણી કોમની દુર્દશા થઇ છે જેથી પહેલેથી ચેતી ચાલ્યા હોત તો પછી આ દિવસ જે આપણે જોઇએ છીએ તે જોત નહીં. આપણા વડીલોએ સમજ્યા છતાં આપણી કોમની અધોગતિ કરી અને કાર્યમાં બેપરવા બન્યા.

છતાં મારા સુજ્ઞ કહો અથવા તો અજ્ઞ કહો પણ તે તો પ્રાચીનનેજ વળગી રહેવા માગે છે. કારણ કે બાપદાદાનો ધંધો શા માટે છોડવો જોઇએ? એમ તેઓ સારી રીતે સમજી તે કાર્ય પ્રત્યે મચી રહેલ છે, એમ લખવામાં મારી કોઇપણ જાતની કસુર માલમ પડશે નહીં પણ મારે આટલું તો ભાર દઇને લખવું પડશે કે વડીલો તમે તે પ્રાચીનને પૂરેપુરૂં પકડી રાખી શક્યા નથી કારણ કે અસલ છોડી નકલ પકડી ઘુમ્યા કરો છો, એમ મારૂં માનવું છે. કારણ કે અન્ય જ્ઞાતિઓ કરતાં શ્રેષ્ટ જ્ઞાન ધરાવવું જોઇએ તે નથી અને તે લોકો જ્ઞાનામૃતનો પ્યાલો પીવાડી પછીજ પોતે ભિક્ષા [1]અંગીકાર કરતા હતા. તેમ તમે તે પણ કરો છો કે કેમ? એ મારાથી લખી અગર કહી શકાય તેમ નથી. પણ સંજ્ઞાથી કહું છું કે તેમ તો નથીજ. તો છે કેમ? તે મારે જણાવવું જોઇએ. જુઓ આપણે બીલકુલ વિદ્યા પ્રાપ્ત કરી શક્યા નથી અને પેલા જોગટાઓ માફક ઘેરઘેર ભીખ માગી ખાઇ આપણે સ્થિતિમાંથી ઉચ્ચતા ઉપરથી હેઠે ઉતરી આવ્યા

---

૧. આપણા પૂર્વજો.

છીએ; છતાં પણ મારા વૃદ્ધ વડીલો તેમજ નવીન યુવકભાઇઓ હજી શા માટે સોડ તાણી સુતા છો ? શા માટે ઉષઃકાલની ગુલાબી ઉંઘને ઠંડા પવનની લહરી લગાડી આળસમાં બગાસાં મારો છો ?

ભાઇઓ ! જાગો, જુઓ, અને આપણી આસપાસનું વાતાવરણ કઇ દિશામાં પોતાનો સુસવાટો ભરે છે અને કયો પ્રવાહ ચલાવી રહ્યું છે ?

જાગીને જોઈશું તો સઘળું નજરે જોવાશે અને ઉંઘમાં રહીશું તો જોવાનું જશે. અને પાછળથી પસ્તાવાનો વખત આવશે. આખું હિંદુસ્તાન પોતાના કર્મમાં મચી રહેલ છે. દરેક માણસ એમ સમજે છે કે હું કયારે સુખી થઇશ ? ત્યારે આળસુઓ કયાં અને શી રીતે ઉંઘ મળશે. એવું શોધે છે. તમો ઉંઘ એટલે આળસને શોધો છો કે સુખ કયાં છે તેની તમને લોલુપ્તા છે ? જો આળસની આકાંક્ષા હોય તો ભલે તમો નિદ્રામાંથી જાગ્રત ન થજો. અને જો તમને સુખ સૂર્યના દર્શનની અને કાંઇ પણ સુખેચ્છા હોય તો ભલે જાગ્રત થાઓ અને આ જમાનાને વળગી તેની સાથે કર્મમાં પડયા રહો તો તમારા સુખનો ઉદય નજીકજ છે એમ માનવું; કારણ કે કર્મ કરવાથી તે ફળ એકઠું થઇ કોઇ વખત તરણાનો મેરૂ ઇશ્વર બનાવી દે છે. તો ધ્યાનમાં રાખવાનું છે કે કર્મ છોડવાં નહીં.

મારા વૃદ્ધ વડીલો ! હવે તો તમે સારી રીતે સમજી શકો છો કે કેમ ? તમને જયાં ત્યાં અપમાન થાય એ કાંઈ સારૂં છે ? અગર તમને યોગ્ય લાગે છે ? એવું અનુભવ્યા છતાં તમો યુવકોને ચેતવણી શા માટે આપતા નથી, કે હવે જમાનો શિક્ષાનો રહેવાનો

નથી માટે વિદ્યા સંપાદન કરો. અરે ! મારી લખવામાં કેટલી બધી ભૂલ થાય છે કે હું પણ તે લોકો સાથેજ ઉતરી પડયો છું ? કેમ વારૂ તે લખવાનું પ્રયોજન એજ કે વડીલો તેમ કરતા નથી પણ ઉલટી રીતે સમજાવી ભણતો અટકાવી દે છે અને તે આ નાનકડા પુસ્તકની એક વાર્તાથી સમજાશે. તેવી રીતથી છોકરાની જીંદગી બરબાદ કરવા માટે તેઓને વિદ્યા સંપાદન ન કરાવતાં પોતાના ધંધામાંજ તેને ઉ-તેજન આપે છે કે વાહ, હવે મારો છોકરો મોટો થયો છે એટલે મને મધુકરી માગવા જવા માટે મજુર પણ જોઇશે નહિં. જેથી હવે નિશાળે જવાની કાંઇ જરૂર નથી. આપણે ભણીને શું કરવું છે? તું હાથલાકડી થયો છે એટલે મારે ચિંતા નથી. એવી રીતનાં વાકયો બોલી છોકરાને ભણવાની ઇચ્છા છતાં પણ અટકાવે છે. કારણ કે જયાં તે ભીખનો ભોગી થયો કે પછી તેનાં હાડકાં હરામ દાનતનાં થઇ જાય છે. પછીથી તે કાંઇ પણ પોતાની આર્થિક સ્થિતિ સુધારી શકતો નથી. તો પછી અન્યનું ભલું તે શું કરી શકે?

યુવકો ! જુઓ, જાગો, સમજો, મારા વ્હાલા હિતચિંતકો તેમજ પૂજ્ય વડીલો ! આપણી કોમને જોઇ તમારા હૃદયમાં શું આઘાત નથી થતો ? જુઓ, આપણે આખરના ધાએ પહોંચી ચુકયા છીએ. છેલ્લે પાંદડે જઇ પહોંચ્યા છતાં સમજી શકતા નથી કે હવે તો હેઠે પડી જવાશે.

અગાઉ થોડાક વખત ઉપર એક ઉત્સાહી યુવકે પોતાની જ્ઞાતિની દુર્દશા જોઇ સુધારા માટે હીલચાલ કરી હતી. તે યુવક કયો ? જો કે તે ભલા યુવકને મારી અંધ જ્ઞાતિ ભૂલી ગઇ હશે માટે તેને

મારે આ સ્થળે ઓળખાવવો પડશે. સે રા. ગુલાબદાસ બીઆરીદાસ હતા. તે વખતે એની કયી લાગણી તેમજ મનના ઉભરાઓ વડે તેમણે કામ ઉપાડયુ હશે, તે હવે હું બરાબર સમજી શકું છું. આ પુસ્તકનો જન્મ થવાનું કારણ પણ એજ ઉદ્દેશ છે કે હવે તો મારી જ્ઞાતિને જગાડી મારે તેની સેવાજ કરવી.

અરે ભલા યુવક ? તમે તમારા વિચારને સુદૃઢ બનાવી રાખજો. નાબુદ કરશો નહીં. તમને ખોટું તો લાગ્યું હશે કે મારી ઇચ્છા પ્રમાણે થયું નહીં. પણ ભાઇ ! તેથી આપણે તે કામને છોડીશું નહીં. આપણે કોઇપણ કાર્યમાં જરા પાછા પડયા તો ધારવું કે આપણે તે કર્મ કરવાને લાયક થવા માટે યોગ્ય થવું જોઇશે. તમારા વિચારોનો નાશ કરશો નહીં. જીંદગાનીમાં જીવતરની છેલ્લી પળે પણ સ્તુત્ય કર્મ બજાવવાને મનુષ્ય શક્તિ ધરાવે છે. તો પછી આપણે શા માટે ડરવુ ?

મારી ભલામણ તો આટલીજ છે કે ભીખને છોડી આપણી આર્થિક સ્થિતિ સુધારવા માટે આપણે કર્મ કરવાંજ પડશે. જો તેમ કરવાને પાછા પડીશું તો આ જીંદગાનીમાં તમારા દિલમાં સુખેચ્છા માટે જે વિચારો હોય તેને સ્થાન મળશે નહીં પણ તે વિચારોવડે મનની નબળાઇ વધશે અને શારીરિક સ્થિતિ પણ બગડી જશે. માટે કર્મમાંજ મચી રહો. કદાચ મારા વૃદ્ધોના મનમાં મારા આવી રીતે લખવાના સબબથી ખેદ તો થશે અને થાય એમ પણ ખરૂં; કારણ કે તેમને જે કામમાં મઝા પડે છે તેને હું અટકાવવા માંગુ છું. છતાં મારા વિચારો આ જમાનામાં માન્ય કરવા જેવા હોય અગર તે વિચારોને અનુમોદન આપી આપણી જ્ઞાતિ સુખી થતી હોય તોજ વિચારોને ગ્રહણ કરી પોષી ઉછેરજો નહીં તો પડતા મુકજો.

આપણી કોમની દુર્દશા જોઇ કોઇ અન્ય માણસને લાગણી થશે નહીં. પણ સામા ટીકા કરી આપણી મશ્કરી કરી કહેશે કે "અરે બાવાઓ ? આખું હિંદુસ્થાન જાગી ઉદ્યમી થઇ આજે શાન્તિમાં દિવસ ગાળે છે છતાં તમો હતા તેવાને તેવાજ રહ્યા ? એ તમારૂં આળસ છે અને તેથી તમો નિર્ધન રહ્યા છો તે સ્થિતિને લાયકજ છો. શું આવી મશ્કરી આપણે સાંભળી બેસી રહેવું જોઇએ ? જો કદાચ તમારા મનમાં કાંઇજ ન હોય તો પછી આપણી કોમનું શું થશે તે લખી અગર કથી શકવાની મારી તેમજ અન્યની હિંમત નથી. છતાં આપણે યુવકો સમજીને કામ કરવા મચી રહીશું તો આગળ જતાં જનસમૂહમાં ભાગ લેતા થઇશું. જુઓ હાલમાં દરેક યુવકો પોતાની જ્ઞાતિને નવીન જમાનાથી વાકેફ કરી સુધારવા, તેમજ વિદ્યાહીનને વિદ્યાથી ભૂષિત કરવા ખંતથી મચી રહેલા છે. છતાં આપણે હજી કંઇ પણ કરી શકયા નથી તેમજ કરવાને માટે પણ પ્રયત્ન કરતા નથી તો આગળ શું થશે તે મારાથી વિચારી લખાતું નથી. પૃથ્વીની સપાટી ઉપર આવી જુઓ કે નવીન જમાનો કઇ દિશામાં વહન કરતો જણાય છે, તે પર લક્ષ આપી તે સાથે ચાલવા ઉપદેશ કરો. આંખો મીંચી બેસી રહેવાનો આ વખત નથી. સમય બહુ બારીક છે માટે ત્વરાથી ઉઠી કર્મ કરવા પ્રતિજ્ઞા લઇ બહાર પડો અને બેધડકપણે ભાષણ કરો કે,

"સુજ્ઞ જ્ઞાતિ જનો ! આપણો વખત હવે ભીખ માગવા માટે રહ્યો નથી. પણ ભીખ ન મળતાં દૈનિક શીખ આપે છે; છતાં તમે શા માટે તેને વળગી રહો છો ? શું આપણે ઉત્તર ગુજ-

સતમાંથી આવતા ટેલીઆ છીએ કે આપણને પણ તેઓની માફક ફીટકાર કરે? યાતો એવી ફીટકારી ભિક્ષા માગવાનો આ લેવાનો અધિકાર છે? શું આપણે હિંદુસ્તાનમાં ગણાતા તેમજ હિંદને કંગાલીત ભોગવાવનારા બાવન લાખ બાવાઓમાંના છાએ? ના, ના, નથીજ, આપણે બ્હાર પડી જનસમૂહને આગળ જતાં સાબીત કરી બતાવીશું "કે હમે હિંદમાં લેખાતા લંગોટીઆ બાવાઓ નથી પણ હમે તો તમારી માફક કૃષિ વગેરે કર્મ ઉપરાંત ધર્મ જાણી તમને તેના ભોક્તા કરનાર છીએ. હમે તો તમારા નિકટના સંબંધીઓ છીએ, હમારી ઉત્પત્તિ પણ કૃષિકારમાંથીજ થયેલી છે તેમ હ[illegible] કૃષિકારજ એટલે તમારાજ વર્ગના છીએ. હમે નીચ નથી તેમજ તમો જે હમારે માટે બાવાની ધારણા બાંધી બેઠા છો તેવાએ નથી; પણ તમારા એક ધર્મના કાર્યમાં સલાહકાર છીએ" આ જ્યારે આપણી પાટીદાર વર્ગની જ્ઞાતિ સમજશે ત્યારેજ આપણે આપણી આબરૂ સચવાઈ છે એમ માનીશું. તથા તેમાંજ આપણી શ્રેષ્ઠતા છે. જ્યારે આપણે કર્ત્તવ્ય પરાયણ થઇશું ત્યારેજ આપણે સુખી જીંદગી ગુજારીશું તથા મનુષ્ય રૂપે આ વિશ્વમાં આવેલા માણસો પૈકી આપણે સ્વફરજો બજાવી છે, એમ માનીશું; તેમજ મનુષ્ય જન્મની સાર્થકતા થયેલી માનીશું. પણ તે ક્યારે એવી થવા પામશે કે જ્યારે આપણે કેળવણી જેવો વિષય હાથ પર લઈ છોકરાંઓને વિદ્યાસંપાદન કરાવશું ત્યારેજ.

તમે જાણો છો કે પોતાના ગામમાં કોઇ માણસ ભિક્ષાર્થે જઇ "સીતારામ"નો ધ્વનિ કરી ભિક્ષા મેળવી ઘેર આવે છે ત્યારે કોઇ કોઇ માણસો તેની પાછળ સખ્ત ટીકા કરે છે કે આ બાવો બાઇને ફર્યા કરે છે અને કોઇ કામ કરતો નથી અને ભીખ માગે છે તે શું એને ગમતું હશે? આવાં અનેક તરેહનાં વાક્યો મારા કેટલાક વૃદ્ધ વડીલોએ સાંભળ્યાં છતાં ભીખને વળગી રહી જ્ઞાતિને આટલી પાછળ નાંખી છે તે શું ઓછી શરમની વાત છે? જ્યાં આપણું માન નથી, જ્યાં આપણને આવકાર મળતો નથી, યાતો કોઇ માણસને ઘેર જઇએ તો જેની આંખમાં શરમ નથી તો તેવા ઘરમાં જઇ બેસવું શું વ્યાજબી ગણાય? કહ્યું છે કે,

"આવ નહીં આદર નહીં, નહીં નયનોમે નેહ,
"ઉસ ઘર કબુ ન જાઇએ, (જો) કંચન બરસે મેહ.

એવા ઘરોમાંથી તમારા તરફ સોનાનો મેહ વરસી પડતો હોય તોપણ તે તરફ નજર ન કરવી.

પ્રિય? જો આપણે હમણાંજ ચેતીને કાર્ય કરવા મચી પડશું નહીં તો પછી પાછળ પસ્તાવાનો વખત આવશે. જ્ઞાતિ જે પાયા ઉપર હમણાં છે તેથી પણ અધમ ગતિમાં અલ્પકાળ પછી જશે એમ નક્કી સમજજો; કારણકે હમણા જ્ઞાતિની આંખમાં છારી ફરેલી હોવાથી થોડું થોડું સુઝે છે પણ થોડા સમય પછી તો તે છેક આંધળી થઇ જશે એટલે આંધળાપણું દેખાશે નહીં ત્યારે આપણાથી આપણું કાર્ય બની શકશે નહીં. જેથી હમણાંજ ખંતથી ઉત્સાહી લાગણીવડે કાર્ય કરવા મચી

પડો. પોતાની ફરજ અદા કરતી વેળા તેના ફળનો વિચાર કરશો નહીં. કોમની સેવા કરો. બસ સેવા કરવા સેવક બનો, તમો ગરીબ હો તો તનથી સેવા કરો. તનથી ન બની શકતું હોય તો મનથી પણ સેવા કરજો; છતાં તેમ કરવાને તમો અશક્ત હો તો ધનથી મદદ કરજો. પણ તેમાં તમને રૂચશે નહીં, કદાચ તેમાં તમને મન ના કહે તો કોઈ ઉત્સાહી પુરૂષ પ્રત્યે પ્રેમની લાગણીથી જોઈ તેના તરફ કરડી નજરથી જોશો તો પણ તમે કોમની સેવાજ બજાવેલી ગણાશે. કાર્યમાં ભંગાણ પાડશો નહીં. વિઘ્નરૂપ તો થશો નહિં. અને વહેતી નદીમાં અંતરાયરૂપ થશો નહીં. તેમાં તમારી જાતને કંઇ પણ હીણપદ લાગશે નહીં, સ્વફરજો બજાવતાં અચકાશો નહીં. કાર્યમાં ખલેલ ન કરવું તે પણ એક સેવાજ ઉઠાવેલી ગણાશે.

આટલું તો યાદ રાખવુંજ પડશે કે શુભ કર્મને અંતે ફળ કાંઇ અશુભ આવશે નહીંજ, પણ તે તો શુભજ આવશે માટે આપણે આપણી સેવા બજાવવા મચી પડીએ તો તેમાં પોતાનો, પોતાની કોમનો તથા પોતાના દેશનો પણ ઉદય છે.

આપણી કોમનો કોઇ પણ યુવક હજી નીકળી પડયો નહીં એથી મને ઘણુંજ લાગી આવે છે. મારા બંધુઓ ! તમો જાણો છો છતાં શા માટે બેસી રહ્યા છો ? એક ઉત્સાહી યુવક ! ધન્ય છે તને કે તેં એક વેળા જ્ઞાતિ તરફ વિજ્ઞપ્તિ કરી હતી પણ આપણી અંધ જ્ઞાતિએ તને ન સ્વીકારતાં નાદાન ગણી કાઢી તે ઉપર લક્ષ ન આપ્યું જેથી આજે આ સ્થિતિ ભોગવે છે. પણ વ્હાલા યુવક !

તમારા વિચારો નાબુદ કરશો નહીં. જીંદગીની છેલ્લી પળે પણ શુભ અમલ કરી શકશું. એમાં સંશય નથી—

"યુવકના સાથમાં દાખલ ન થયા, અને જમાનાને અનુભવ્યા છતાં પણ વડીલો પોતાનું કર્મ તપાસી ચાલ્યા નહીં; જેથીજ જ્ઞાતિની આજે દુર્દશા થઈ છે. હવે તો કોમની પડતી દશાનું કારણ મારા વૃદ્ધ વડીલો તેમજ પ્રિય યુવક બંધુઓ સમજી શકવા શક્તિમાન થાય. અને કોમની ઉન્નતિ અર્થે ચાંપતા ઇલાજો લઇ પોતાનું કર્તવ્ય સમજી તેમાંજ મચ્યા રહી પોતાનો અભ્યુદય ઇચ્છે એજ મારી શુભાશા.



(૫)

# ભીખ કે શીખ ?

અહા હા ! કેવો શબ્દ ! શું આ શબ્દ તમને કાંઇ સૂચવે છે ? હા હવે એ શબ્દ આપણી ઉન્નતિ અર્થે ઉપલે મથાળે નિઃશંક-પણે ઉભો છે. આ લઘુ પુસ્તકના મુખપૃષ્ટપર જે મારી અલ્પ મતિએ યોજી કાઢેલ આ જમાનાને બરાબર સમજાવનારૂં કાવ્ય શું સૂચવી રહેલ છે ? તે પણ એ ઉપલો શબ્દજ.

તમે જાણોછો કે આપણી આર્થિક સ્થિતિ શા માટે ગરીબ છે ? તે ગરીબી હાલત સુધારવા માટે આ જમાનામાં ભીખને બદલે આપણને શીખ મળે છે. આ જમાનો આળસુ ભીખારીને ફટકો મારી દૈનિક શીખ આપે છે તો આપણે એવી શીખને ગુરૂમંત્રરૂપે માનવી અયોગ્ય નહીંજ લેખાય. કદાચ મારા સુજ્ઞ વૃદ્ધ વડીલોના હૃદયમાં આઘાત તો થતો હશે કે જયારે તેઓ કોઈ ગામમાં મધુકરી જાય ત્યારે હાલના ગણાતા સુધરેલા યુવકો ફટકા લગાવે ત્યારે--

મારા પૂજ્ય વડીલો ! એથી ઓછું લાવશો નહીં. તમારામાં તમારૂં સામર્થ્ય નથી. તમારૂં કામ કરવાને તમારામાં જોઇએ તે પ્રમાણમાં શક્તિ સિવાય કાંઇ પણ કાર્ય સાધી શકાય નહીં; તો કાર્ય સાધ્યા સિવાય આપણને જે સુખની ઇચ્છા હોય તે બર આવતી નથી, તેમ [illegible] માનામાં આપણી આર્થિક સ્થિતિ સુધારવા માટે શું આ ભિક્ષા એક કર્મ ગણાશે ? યા ભીખ તમને ધનવાન કરશે ? ના, ના, નહીંજ. તેથી આપણે હવે ભિક્ષાને પ્રણામ કરી નિઃશંક હૃદયે, છાતી ઠોકી, પ્રતિજ્ઞા લઇ કહીશું કે "હે ફીટકારી ભીખ ! તું

હવે હમારાથી દૂર જા. તું બીલકુલ કામની નથી, હમારી સાથમાં રહી શા માટે આળસુ બનાવે છે? તારી સંગત હમે કદાપિ કરશું નહીં. હવે હમે સારા રીતે સમજી તેમજ જોઇ શક્યા છીએ. તેં તો હજારો મનુષ્યને રઝળતા અટકાવી તેઓને આળસુ બનાવ્યા છે. કોઇ કોઇતે તો તે હરામ હાડકાના તેમજ બદદાનતના કરી દીધેલા છે. તું ફીટકારી છે, નઠારી છે, હરામ દાનતની છે, ખરાબમાં ખરાબ તારીજ સંગત છે માટે તું હમારાથી હમેશને માટે દૂર જા.

તારો સંગ હમે ઘણા કાળ સુધી કર્યો પણ તેનાથી કાંઇ સુખનો વખત તેમજ સન્માર્ગ જડયો નહીં પણ હે આળસુની ભંડાર ભીખ! હમારો જનમારો એળે ગુમાવી ધન સંચયથી વિમુખ રાખ્યા; તેમજ સંસાર સુખના પણ અધોગતીઆ બનાવ્યા. તારો સંગ કરવાથી કોઇપણ મનુષ્ય સુખી થયો નથી તેમજ થશે એમ પણ નથી; તો તારી છાયામાં રહેવાથી હમને શો લાભ? હમે જાણ્યું કે તેં ઘણુજ હેરાન કર્યા. અમારી જાતને તેમજ આબરૂને પણ તેં હીણપત લગાડી છે. માટે તું દૂર રહેજે. ફરીથી હમે તારી છાયામાં ઉભા રહેવા ઇચ્છીશું નહીં. તેમજ તારી અંધકારવાળી છાયામાં ઉભેલા અધમ મનુષ્યોને પણ ખસેડી ઉપલોજ ઉપદેશ કરશું, તેમજ તેઓનું જીવન સુધારવા હમે બનતો પ્રયત્ન કરવા ચુકશું, નહીં. છેલ્લે એટલુંજ કહીએ છીએ કે હે આળસુની ભંડાર ભીખ! તને નમસ્કાર કરી રજા આપીએ છીએ કે ફરીથી તું હમારી સાથમાં રહી શકીશ નહીં; કારણ કે તેં ઘણાં ઘણાં સુખો હમારી સાથે ભોગવ્યાં છે જેવાં કે જો કદાચ ઘરમાં બશેર અનાજ હોય તો ભિખારી મનુષ્યો કાંઇપણ ધંધા વગર તે દિવસ વિતાડે છે, અને પુનઃ બીજા દિવસ માટે તને

સામામાં શખેજ છે. તેવા આળસુ મનુષ્યો હમે નથી કે તારી આશા ઉપર બેસી રહીએ. માટે દૂર જા. ફરીથી તારૂં દર્શન કરાવીશ નહીં.

આમ પ્રાર્થના કરી ભીખને છોડો તોજ તમે સુખી થશો. જો કદાચ તેને તમે અળગી કરશો નહીં તો તમારો સુખનો વખત છેટેજ જાણવો.

મારા વડીલો! ઘણીજ શરમ ભરેલી કલમે મારે લખવું પડે છે કે મારા જ્ઞાતિના વૃધ્ધ વડીલો ઘણું ખરૂં ચોમાસા સુધી ભીખ માગે છે, એ શું ઓછી શરમ ભરેલી બાબત છે? બાવાઓની ફજેતી થાય છે. માટે સમજો, જાગો ને સાંભળો અને એવી ફીટકારી ભીખને છોડી તમો કર્મ કરવામાં ચિત્ત જોડો. આજ સુધીમાં હિંદુસ્તાનમાં હજારો ભિક્ષુકોએ ભીખ માગી છે છતાં કોઇ ભીખારી ધનવાન થયો સાંભળ્યો અગર જોયો છે! તમારી જાણમાં એવો ભિક્ષુક હશેજ નહીં તો આપણે ભીખારીઓ પણ ભીખને છોડી કૃષિકર થવા માટે યોગ્ય પગલાં લઇ તે કર્મમાં જોડાવું પડશે જો તેમ કરવાને આપણી પાસે ધન નહીં હશે તો ખેતરમાં મજુરી કરીશું તે કરતાં સારી સ્થિતિ હશે તો થોડી જમીન ગણોતે ખેડીશું પણ ભીખને છોડીશું યા તો વિદ્યાહીન છીએ તેની ઉપર ધ્યાન આપી કેળવણીનો ખરો લાભ લઇ વિદ્યાવાન થઇશું; કરણકે જેને વાપરતાં ખુટી ન જતાં જેમાં વધારોજ થયા કરે છે. એવી વિદ્યાને શા માટે ગૃહણ ન કરવી? મનુષ્ય જીવનની સાર્થકતા માટે તેમજ ગૃહસંસારને સુખી કરવા ઇચ્છનારે તો અવશ્ય વિદ્યા પ્રાપ્ત કરવી જોઇશે. વિદ્યા વિના મનુષ્યને બીજો શણગાર શા કામનો!

વળી તમારા દિલમાં પ્રશ્ન ઉઠશે કે "તું પણ એક ભિખારીનો છોકરો છે. તેમજ તેં ભીખ પણ માગી હશે. જેથી તારૂં લખાણ

હમે માન્ય કરીશું નહીં." તમારો સવાલ યથાર્થ ખરોજ લેખાશે. પણ એક માણસ નાનપણમાં ચોરી કરતો હોય તેને મોટપણે લાગ્યું કે આ ખોટું કાર્ય છે માટે છોડી દેવું જોઈએ એમ છોડી દે તો તેને શું આપણે ચોરજ કહીશું ? ના, તેમ કહેવાશે નહીં. તેમ મેં પણ પ્રતિજ્ઞા કરી છે કે મારા જીવનમાં મારે ભીખ માગવી નહીં તેમજ અન્યને પણ તેની અંધકારવાળી છાયામાંથી મુક્ત કરી કર્મયોગી બનાવવા. હવે આપણે આપણે આટલું તો યાદ રાખવું પડશે કે આગળ એટલે પ્રાચીન કાળમાં જે ભિક્ષા પ્રતિષ્ટિત હતી તે આજે ફીટકારી થઇ છે. જ્યાં ત્યાં તેનો અનાદર થાય છે. તો પછી આપણે સમજ્યા છતાં ખોટા કાર્ય કરવામાં મગ્ન રહીએ તો પછી આપણી કેટલી બધી મૂર્ખતા ? એવી બેવકુફાઇથીજ આટલી મુદત સુધી આપણી કોમ આર્થિક સ્થિતમાં પાછળ પડી રહી છે. જ્યારે તમે ઝોળીને અળગી કરશો, અને કેળવણીનો ખરો લાભ લેતાં શીખશો ત્યારેજ ઉદય થશે. આજે આખા હિંદમાં એજ વિષય ઉપર શા માટે આટલી બધી ચળવળ થઇ રહી છે ? તે મારા જ્ઞાતિજનોની જાણ બહાર છે.

હાલમાં દરેક મનુષ્યો તેમજ આપણે પણ ધારી શકીએ છીએ કે ભીખ એક નીચમાં નીચ ધંધો ગણાય છે. તેમજ તેને વળગી રહેલ મનુષ્યને ફીટકાર પણ થાય છે. આપણને જેનાથી લાભ નથી, જે આપણને ઉંચી સ્થિતિએ ચઢાવનાર નથી, એવી ભીખને વળગી રહેવાથી શો લાભ થનાર છે ? ભાઇઓ, ભીખ છોડી કેળવણી જેવો વિષય હાથપર ધરી પોતાનું કર્તવ્ય સંભાળી લ્યો

... તેમાંજ આપણો ઉદય છે. આપણે જે કેળવણી લેવી છે. તેમાં મહાન લીડર થવું નથી, તેમજ મોટી પદવી પણ મેળવવી નથી! પણ આપણે તો પોતાનો ધર્મ શું છે? તેમજ ધર્મ સાથે પોતાની ફરજો શું છે? તે જાણી આ જીવન સાર્થક કરીશું. હવે આપણે પણ જરૂર ઝપાટાબંધ કામ કરવું પડશે. કારણકે આપણામાં વિદ્યાનો પ્રચાર ઓછો છે જેને આપણે કાંઇપણ બિસાતમાં ગણતા નથી. મારા યુવક બંધુઓ! હવે આપણે આપણી કોમની લાગણી ધરાવી ભીખ છોડાવવા પ્રયત્ન કરવો એજ આપણું પહેલું કાર્ય છે, મારા વૃદ્ધ વડીલો! તમો કેળવણીનો અર્થ સમજી પોતાના બાળકોને ભીખ જેવા ધંધામાંથી મુક્ત કરો અને કેળવણીના ભોગી કરવા ખંત રાખો. એજ મારી ભલામણ છે. જેનાથી આપણે સુખી થયા નથી, તેમજ સુખી થઇશું પણ નહીં, એવી ભીખને શા માટે ન છોડવી?

શું તમે હજી ભીખને ચાહો છો? જો તેમ તમારી ઇચ્છા હોય તો ભિક્ષાર્થે આ જમાનામાં નીકળી પડો કે તમને ભીખને બદલે શીખ મળે છે કે નહીં? તેનો પડઘો સાંભળો. દાતાર લોકો હવે કર્મવિમુખ બાવાઓને દાન ન કરતાં અનાથાશ્રમ, બોર્ડિંગ હાઉસ વગેરે સ્થળે દાન કરે છે અને કરશે. શું હજી તમારી આંખો ઉઘડતી નથી. ભાઇઓ! બહાર આવો અને સૃષ્ટિની સપાટી ઉપર ચઢી

આ તે ચાલુ જમાનાની ભીખ કે આળસુના બંદાર
ભિખારીઓની શીખ!

# 'કવીત'

## " ભિખારીઓને "

"જગતતણો જનસમુહ, આજકાલ કહે તેહ,
"હટ્ટ મુંડા આળસુ જેહ, ભિખારીઓ ધિક્કક છે;
"નિત્ય કરે પરઆશ, તેથી શું મળે છાશ,
શ્રદ્ધાને પમાડયો ત્રાસ, ભિખારીઓ ધિક્કક છે;
જગતનું જીવ્યું તેહ, મુવેલા સમું છે જેહ,
"ભીખ સાથે જેને નેહ, ભિખારીઓ ધિક્કક છે;
"પ્રેમથી કહત બટુક, જગે શું દેખાડો મુખ,
"લાજવી જનેતા કુખ, ભિખારી પુનઃ ધિક્કક છે.

બી. ભિક્ષાનિષેધી.

વરાડનિવાસી.



છપાવનાર--મહારાજ બટુકરામજી નાથુરામજી.
ઠેકાણું:-વરાડ, તા. બારડોલી. હાલ જોહાનીસબર્ગ.

સુરત-ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં
હાજરદાસ માનસિંહે છાપ્યું.